## અનુક્રમણિકા





## પ્રકાશકોના બે બોલ

શ્રી. મેઘાણીની રમ્યાળી કલમથી લખાયેલ 'બલિદાન' તથા 'વેણીનાં ફુલ 'ને જે આદર મળેલ છે, તેનાથી પ્રેરાઈને આજે એક. ઉછરતા ઉત્સાહી લેખકને હાથે તેજલી ને વેગીલી શૈલિમાં લખાયેલ 'ભારતના ભડવીરો' પ્રસિદ્ધ કરતાં આનંદ થાય છે. ભારતના એ વીરપુત્રોની શૌર્યકથા વાંચતાં એવા વીરોની જનની જન્મભૂમિને પોતાની માતૃભૂમિ કહેતાં વાચકોની છાતી ફુલાશે, એમાં શંકા નથી. એવાં જ શૌર્ય દાખવનારી 'પદ્મિની,' 'લક્ષ્મીબાઇ,'

'રાણકદેવી,' આદિ પાચ વીર રમણીઓની વાતો આ જ લેખકને હાથે લખાઇ રહી છે, ને થોડા સમયમા પ્રસિદ્ધ થશે. આ પ્રકાશન કાર્યનો માર્ગ અનુકૂળ કરી આપવામાં 'શ્રી. ભાનુમતી સ્મારકમાળા' અર્થે નાણા આપનાર શ્રી. મનસુખલાલ પ્રેમજીના અમે જેટલા આભારી છીએ તેટલાજ ઋણી તે કાર્ય માટે કિંમતી વસ્તુ પૂરી પાડનાર લેખક ભાઇઓના પણ છીએ. શ્રી. રામનારાયણે પોતાની આ વાતો આ સંસ્થાદ્વારા પ્રકટ કરવા અર્પણ કરી છે, તે પરથી સંસ્થા પ્રત્યેનો તેમનો સદ્‌ભાવ સિદ્ધ થઇ જાય છે; અને શ્રી. મેઘાણી તો આ વિદ્યાલયની બાળાઓ ઉપર પ્રારંભથી જ મમતા ધરાવીને તેમના શુભ ભાવો ને સંસ્કારોને પોષવામાં વિધવિધ રીતે સક્રિય ફાળો આપ્યા જ કરે છે; તેમણે આ પુસ્તકનો 'પરિચય' લખી આપીને તેમા ઉમેરો કર્યો છે ને હવે પછી બહાર પડનાર તેમનાં સ્વરચિત 'સ્ત્રી ગીતો' પ્રકટ કરવાને અર્પીને તેમજ 'બલિદાન' ની આવૃત્તિ સુધારા વધારા સાથે તૈયાર કરી આપીને આ સંસ્થાને વધારે ઓશીંગણ કરનાર છે, એ વિચારથી હૈયું આભાર-ભીનું થાય છે. ગુજરાત અમારા પ્રયાસો વધાવી લેશે, એવી આશા સાથે વિરમીએ છીએ.

| | |
|---|---|
| મહિલા વિદ્યાલય<br>ભાવનગર.<br>ચૈત્રીપૂર્ણિમા, ૧૯૮૫ | લી. સેવકો<br>સૌ. વિનોદની ર યાજ્ઞિક<br>બળવતરાય ગો. મહેતા<br>મંત્રીઓ, ભાવ. સ્ત્રી. મ |

# પરિચય

આપણા દેશનો ઇતિહાસ બહુરંગી, બહોળો અને પગલે પગલે પ્રેરણાત્મક છે. પોતાની તવારીખમા આ ભૂમિએ મંધર્યા છે તેટલા સુવર્ણ-પાટો અન્ય કોઈ દેશે ભાગ્યે જ મંધર્યા હશે. એમાના કેટલાયે પાત્રો ને પ્રસંગો તો એવા છે કે જેને સ્થળ કે કાળના બંધનો નડતા નથી. યુગયુગના ફરતા જતા ધર્મોને અનુકૂળ સંદેશોના એ સાચુ અમર વાહકો જ છે. એનો અવાજ ભૂતકાળનો હોવા છતા પણ વર્તમાન અને ભાવિમા પડઘા જગાવે છે.

જરૂર છે માત્ર એવા સુપાત્રોને વીણી કાઢી એના ચરિત્રો પ્રવાહી બનાવવાની. લોક સમુદાયની અંદર એવા વીર–ચરિત્રોની રેલમછેલ ચલાવવી જોઇએ સમાજના થરેથર છેક નીચે સુધી એ વૃત્તાંતોના નીર થકી નીતરી જવા જોઇએ. અધોગામી સાહિત્યના વાચનને હટાવી દઇ રેલવે–મુસાફરોના અને ગામડિયાઓના હાથમા એ જલ્દી પહોચી જાય તેવુ પ્રવાહશીલ તત્ત્વ એ મહાવીરોના ચરિતોમા ભર્યું જ છે. એને આખ્યાયિકાઓ, નાટિકાઓ, અથવા હરિકથાઓના સ્વાંગ સજાવીએ તેટલી જ વાર છે. વર્તમાન નાટકમંડળીઓ એ સુદર વીરચરિત્રોની ઓથે રહી જે નૈતિક ગંદકી પ્રસરાવી રહી છે, તે ધોવા માટે પણ આવી શુદ્ધ અને રસનીતરની રીતિઓ એક સચોટ ઇલાજ રૂપ છે. ઇતિહાસના મોટા વિદ્દ્ભોગ્ય થોથામા આ ચરિત્રોને પૂરી રાખ્યે આરોવારો નથી

આવી એક યોજનાનો પ્રસ્તુત નાની પુસ્તિકામા અમલ થયો જોવાય છે. ચેતના–નીતરતા આ નવયુવક લેખકે શિવાજી, પ્રતાપ, દુર્ગાદાસ અને ગુરૂ ગોવિંદસિંહની જીવન–ઘટનાઓને કથિત વાર્તાશૈલીમાં ઉતારવા યત્ન કર્યો છે. આપણા ચારણ–બારોટો અથવા વાર્તાવિશેષો ચોરે બેસી જે વાર્તા–શૈલીની જમાવટ કરતા અને ટૂકા ટૂંકા લાક્ષણિક શબ્દચિત્રો આપી અતીત સૃષ્ટિને આબેહૂબ સ્વરૂપે જીવતી કરતા, તેને અનુસરતી આ લેખકની મગેડદાર, ધોધમાર, તેજીલી અને લોકભોગ્ય શૈલી છે. એક પ્રસંગ ઉપરથી બીજા પ્રસંગ ઉપર છલંગો મારીને તે શૈલી કોઈ કાઠીઆવાડી તેજણ ઘોડી સમી ઉપડતી આવે છે. પ્રસંગોચિત નાદ–વૈભવ, અને સંક્ષિપ્ત છતા સજીવ ચિત્રાંકણ, એ બે આગળ પડતા ગુણો વડે આ શૈલી મન હરે છે. વીરોની વીરશ્રીને આ શૈલીના કેસરભીના સાજ આરંભથી અંત પર્યંત રૂચિભંગ થયા વિના શોભે છે.

એટલે આ શૈલીનો એવડો ઉપયોગ થઇ પડશે. એક તો એનું વાચન કર્યા પછી કથાકાર અન્ય શ્રોતાજનો પાસે કંઠસ્થ કથા-શૈલી દ્વારા વાર્તાઓ માંડી શકશે, અને નહિ તો પણ અવાજ કાઢીને આ વાર્તાઓનું પઠન માત્ર કરવાથી પણ શ્રોતાવર્ગને વાર્તા-મુગ્ધ કરી શકાશે. શિક્ષકો હોય તેને તો અત્યારે ઇતિહાસ શીખવવામાં જે વિટંબનાઓ નડી રહી છે તે આવા પુસ્તકોની મદદથી ઘણે અંશે ઓછી થઇ જશે. ઇતિહાસનું અધ્યાપન આજે પ્રથમ તો અનુકૂલ રસનું વાતાવરણ માગી લે છે. ચાલુ પાઠ્ય-પુસ્તકો લગભગ એ વાતાવરણથી વંચિત છે. એમાં સમય, સ્થળ અને પાત્રને આવશ્યક એવી ભૂમિકા પૂરવાનો ભાગ્યે જ પ્રયત્ન હોય છે. એવી ભૂમિકાના રંગો આવા અલાયદા પુસ્તકો પૂરી શકશે.

શબ્દ-ચિત્રો આલેખનારી શૈલીના ઉપાસક આ તરુણ કથાકારે બારડોલીના સમર-ક્ષેત્રમાં ગયે જ વર્ષે ઠયરે ઠાયરે આ જ ધાટીએ શૌર્ય-કથાઓ સ્વકંઠેથી માંડેલી હતી. બાલકો અને કુમાર વયના વિદ્યાર્થીઓની ઉપર પણ એમણે આ પદ્ધતિની ચોટ અજમાવેલી છે તે પછી જ પોતે એને કાગળ પર ઉતારવા આકર્ષાયા છે. એમના સ્વાનુભવમાં આપણ સહુનો અનુભવ પણ એ જ સૂર પૂરાવે છે.

જોરદાર ઘટના વિનાની નરી ભાષાની ઝમક તો ગધેડા પરની અંબાડી જેવી જ બેહુદી છે. કેવલ શબ્દ-છટાના ગજગજ ખડકીને ઘણા લેખકો પોતાને ઠલેવાની વસ્તુ કરી બેસે છે. નર્યો શબ્દ-પ્રલાપ ઘણી વાર 'જોમદાર ભાષા'નું નામ ખાટી બેસે છે. પરંતુ ભાષાનું જોમ માત્ર શબ્દની ગોઠવણથી નથી આવતું. સુ-પ્રમાણતા જ સાચા સામર્થ્યની જનેતા છે. જૂના ચારણ બારોટોની

શૈલીમાંથી એ સુપ્રમાણતાનો વિવેક જ્યારે ખસી ગયો ત્યારે એણે રમ ગુમાવ્યો અને પરિણામે શ્રોતાઓ ગુમાવ્યા લેખન શૈલી પરત્વે પણ ઘણા લેખકોની વિવેકશૂન્ય શબ્દ ચમક આવા પરિણામ આણી રહી છે એટલે જ આ શૈલીના ઉપાસકો એમાં રહેલા ભયસ્થાનો તપાસવાનું પણ ન ભૂલે, તેટલું ચેતવવું જરૂરનું છે પ્રસ્તુત પુસ્તિકાના કર્તાએ આ એનો પહેલવહેલો પ્રયત્ન છતાં પણ એ ભયસ્થાનોમાંથી ઉગરવાની મહેનત લીધી છે તે સ્તુત્ય કહેવાય ધનુષ્યની કમાન જેટલી વધુ ખેંચાય તેટલું એનું તીર વધુ ઊંડુ ભેદી શકે છે, એ જ નિયમે વાર્તાના કથન લેખનમાં પણ વાણીની પણછ ખેંચી રાખવા માત્ર જ શ્રોતાને વીંધવાની સિદ્ધિનો નિર્ણય કરી શકે છે આ વિવેકને સમજી નવા કર્તાએ ઠેકઠેકાણે સંયમિત વાણી-પ્રયોગો આણવાની મહેનત લીધી છે તેમ છતાં હજુ પણ જેટલો વધુ વિવેક જાગૃત રહે તેમના આ ચરિત્રો કલામય બનશે

આવી કથાત્મક વાર્તાશૈલીને કાગળ પર ઉતારવામાં એક બીજો પણ ભય રહેલો છે તે ભય છે એકતાનતાનો–monotony-નો, અતિ વેગનો અને ટુંકા ટુંકા રહી જતી વાક્ય-રચનાનો. વારંવાર વર્ણનો કરીને ચિત્રો નીપજાવવા જતાં એમના એક શબ્દપ્રયોગોની પુનરુક્તિ થયા વિના રહે જ નહિ, અને વાક્યો પણ પરિપક્વ, સમતોલ અથવા ધારેલા ઘાટને બદલે ભાંગ્યા તૂટ્યા જ રહી જાય વાર્તાના કથનમાં જે આવશ્યક ગુણો કહેવાય, તે ગુણો જ વાર્તાના લેખનમાં દોષો બની રહે એટલે જ આવી શૈલીને લેખનમાં ઉતારવા ઇચ્છનાર લેખક પાસે પ્રથમ તો નવા નવા, પુનરુક્તિથી મુક્ત વાક્યોનું સામર્થ્ય કેળવવું રહ્યું. એનું નિરીક્ષણ ને એની કલ્પના સત્ત્વવાન હોવાં જોઈએ નહિ તો થોડાક વખાણની અંદર જ એની તમામ વર્ણન-મૂડી ખર-

ને ચાવેલું કરી ચાવવું પડે. આ લેખકે એ રીતની ત્રૂટી ટાળવા માટે 'શિવાજી'માં યોજેલી વર્ણનની પ્રસ્તુરતાને બાકીનાં ચરિત્રોમા ઠીક ઠીક સંકેલી લીધી છે. તે છતાં આખી ચોપડી વાંચતાં આપણે પુનરૂક્તિ ને એકતાનતા અનુભવીએ છીએ ખરા. થોડો કલ્પના–ભંડોળ વધારીને તેમજ થોડું વાચન વિસ્તારીને આ ભાઇ ભવિષ્યનાં લખાણોમાં એ દોષનું નિવારણ કરી શકશે.

આ તો એમનો પહેલો જ પ્રયાસ છે. હજુ તો લેખક બંધુ વીસેક વર્ષના નૌજવાન છે: મૂછનો દોરો ફુટતો આવે છે. ચડતી જતી ઉષ્માવાળા, સહૃદય હસમુખા, નિજાનંદી અને સેવાનુરક્ત આ તરુણ ઝાઝું અંગ્રેજી ભણ્યા નથી. વિદ્વાન નથી. કેવળ આત્માની ઉકલત અનુસાર એણે સાહિત્ય રચવું આદર્યું છે. પણ એનું ધ્યેય નવરાશીયું સાહિત્યસર્જન નથી. એ તો પોતાના જીવનમા અનુભવેલી પ્રેરણાને પોતાની જ રીતે વાચા આપવા માગે છે. એ વાણીમા વધુ ને વધુ સીંચાતી રહો એટલા આપણા આશીર્વાદ છે.

ભાવનગર
ચૈત્રી પૂર્ણિમા,
વિ. સં. ૧૯૮૫

ઝવેરચંદ કાલિદાસ મેઘાણી

# લેખકનું નિવેદન

ઇતિહાસ શિક્ષણમાં 'ચરિત્રકથન પદ્ધતિ' હવે તો ઘણે સ્થળે સફળ થતી દેખાય છે. ૪-૫ના વર્ગોમાં તો આ રીત જ બાળકોને ગોઠે એવી છે એમાં બે મત નથી. આવી જાતની વાર્તાઓમાં વીરરસ, સાહસ, મોતની બેપરવાઇ, આદિ બાલમાનસને અનુરૂપ વસ્તુઓ રહેલી છે. તેથી જ નવથી પંદર વર્ષ સુધીના બાળકો આવી વાર્તાઓ માટે મરી પડે છે.

આ જાતની વાર્તાઓમાં દેશના કોઈ એક ધર્મવીર, સમાજ સુધારક, કે રાજદ્વારી પુરુષને લઈ એની આસપાસ

એણે પોતાના વ્યક્તિત્વને જોરે પોતાના જમાનામાં જે વાતાવરણની જમાવટ કરી હોય, દેશના વિવિધ ક્ષેત્રોમાં જે પરિવર્તન કરી નાખ્યાં હોય, એની બાલપ્રિય ભાષામાં ગૂંથણી કરી બાળકો સન્મુખ ધરી દેવા જેટલું જ શિક્ષકનું કર્તવ્ય રહે છે. આટલું કર્તવ્ય બજાવ્યા પછી શિક્ષક જોશે કે બાળકના મન ઉપર એ મહાપુરુષની કેવી આબાદ છાપ પડી છે.

આજથી બે વર્ષ પહેલાં દક્ષિણામૂર્તિ બાલમંદિરમાં તથા ભાવનગર મહિલા વિદ્યાલયમાં આ પદ્ધતિની અજમાયશ કરી જોઇ હતી. એકની એક વાર્તા ફરી ફરીને આતુરતાથી સાંભળી, વાર્તાના આનંદ સાથે એના વસ્તુને શ્રોતાઓએ ઝીલ્યું હતું. મુખ્ય પાત્રોની છાપ તેમના મન ઉપર સ્પષ્ટ રીતે અંકાયેલી જોઇ શકાતી હતી.

આ પાંચ વાર્તાઓ પસંદ કરવામાં હેતુ રહેલો છે. દક્ષિણનો સ્વાતંત્ર્ય વીર-શિવાજી, મેવાડનો અવટંકી રાણો પ્રતાપ, મારવાડની સ્વાધીનતા જાળવનાર વીર દુર્ગાદાસ અને ધર્મરક્ષક પંજાબી ગુરુ ગોવિંદસિંહ. આ ચારેય દેશ-ભક્તો ભારતખંડના ઇતિહાસમાં અજોડ છે.

પૃથુરાજ ચૌહાણ આ ચારેયથી જરા જુદો પડે છે; પણ પરદેશીઓના હૂમલાને ૭ ૭ વાર પાછા કાઢનાર, સમગ્ર ભારતવર્ષમાં એક ચક્રવે રાજ કરનાર સમય-વીર તરીકે એનું સ્થાન પણ અજોડ જ છે.

આ વાર્તાઓને સાલવારી સાથે કંઈ લેવા દેવા નથી, એ એના અનુક્રમ ઉપરથી જોઈ શકાશે. તદુપરાંત શિવાજી મહારાજની વાર્તાના પ્રસંગો જેટલી છૂટથી વર્ણવ્યા છે, તેટલી છૂટથી

બીજી ચાર વાર્તાઓમા નથી વર્ણવ્યા. કારણકે વાર્તા કહેતી વખતે જ્યારે એક વાર્તા ખૂબ ભભકભર્યા વર્ણનથી એક વખત કહેવાઇ હોય પછી ફરી વખત તેમની માગણી થતાં, એ વર્ણન મર્યાદિત કરવું પડે છે, નહિતર એ વર્ણન અમુક વારે કંટાળો ઉપજાવે છે. શિવાજીની વાર્તા વાચ્યા પછી ગણા પ્રતાપની વાર્તા વાચનાર બાળક એની મેળે જ પ્રસંગ પરત્વે આગળનું વર્ણન કરી લેવાનો છે, અને પહેલા જેટલો રસ લૂટવાનો છે.

'ઇતિહાસ એટલે બે રાજાની લડાઈ' એવું આગ-ખામણું મન્તવ્ય એક જમાનામાં હતું. આ વાર્તાઓમા જ્યાં ત્યાં લડાઇઓ જ દેખાશે, કેટલાકને તો આખી ચોપડી લોહીથી ખરડાયલી જણાશે, પણ ઇતિહાસના ઉંડા અભ્યાસીઓ જોઈ શકશે કે જે લડાઇઓ ન મૂકવાથી આખા વ્યક્તિત્વને ઝાખપ લાગે તેવું હોય, ત્યાં જ અને તેટલી જ લડાઈ મૂકી છે. બાકીની ઘણી છોડી દેવામા આવી છે, અને બીજી રીતે કહીએ તો જે દેશના લોકો લોહી રેડાતું જોઈ શકતા નથી, બીજા ઉપર ગોળી છૂટતી જોઇને જેને કમકમાટી છૂટે છે, તેને પોતાને માથા ઉતારી આપવા માટે, પોતાનું લોહી રેડવા માટે પણ આવી વસ્તુઓનો ન્હાનપણથી પરિચય કરાવવાની જરૂર છે.

ભાષામા પ્રાન્તીય શબ્દોનો છૂટથી ઉપયોગ થયો છે, પણ આ ભાષા મારી નથી, બાળકોની છે, એટલે કે બાળકોએ પસંદ કરેલી છે. એકની એક વાર્તા ફરીવાર કહેવાતા ભાષામાં, વર્ણનમાં, જે સ્વાભાવિક ફેરફારો થયા, અને પરિણામે જે ચોક્કસ ભાષા આદિથી અંત સુધી એકધારા રસની જમાવટ કરી શકી તે જ વાપરવામા આવી છે.

ઇતિહાસકારોએ આ દિશામાં વ્યવસ્થિત ને એકધારા પ્રયત્ન કરવાની જરૂર રહે છે. શ્રી નાનાભાઇએ "આપણા દેશનો ઇતિહાસ" લખીને બાળકોની ભૂખ ભાગવાનો સફળ પ્રયત્ન કર્યો છે. તેનો ઉપયોગ કરતા પહેલાં રામાયણ, મહાભારત સાથે આઠમે કે નવમે વર્ષે બાળકને આવું સાહિત્ય આપવાની જરૂર છે. એ ઉમ્મરે મહાન પુરુષોનો પરિચય બાળકના ઘડતરમાં મુખ્ય ભાગ ભજવે છે.

આ ક્રમે જ લખાયેલ 'પદ્મિની' 'અહલ્યાબાઇ' આદિ પાંચ વીરાંગનાઓના ચરિત્રો થોડા સમયમાં પ્રસિદ્ધ કરવા ધારણા છે હું પોતે લગારેય ઇતિહાસકાર નથી હું તો છું માત્ર વિદ્યાર્થી અથવા ખરી રીતે તો ઇતિહાસ-કારોએ નિશ્ચિત કરેલ હકીકતની વાર્તા કહેનાર તેથી કોઈ વાર્તામાં હકીકતનો દોષ રહી ગયો હોય તો તે તરફ ધ્યાન ખેંચવા અભ્યાસીઓને મ્હારી નમ્ર વિનતિ છે

રાજસ્થાની ઇતિહાસના સમર્થ શોધક ગૌરીશંકર ઓઝાએ મહારાણા પ્રતાપના જીવન ઉપર ખૂબ પ્રકાશ પાડ્યો છે. આ વાત લખાઇ ગયા પછી જ એ પુસ્તક મ્હારા હાથમાં આવ્યું એટલે આ વખતે તો કંઇ ફેરફાર થઈ શક્યો નથી, પણ જો આ પુસ્તકની બીજી આવૃત્તિ કાઢવા જેટલી યોગ્યતા સિદ્ધ થશે તો તેમાં પ્રતાપ નવા રૂપે જ આલેખાશે

શ્રી ગૌરીશંકર ઓઝાએ નીચેની વિગતોમાં માગ અજવાળું નાખ્યું છે અને તેના કારણો વિસ્તારથી આપ્યા છે —

(૧) હલદીઘાટના યુદ્ધમાં મહારાણાએ સંપૂર્ણ વિજય મેળવ્યો હતો. તેમના બાવીશ હજાર રોળાતા ન હતા. રાણા

છત્ર શત્રુને નહામી નહોતા ગયા. પણ મોગલ સેના ગણુ મૂકીને ભાગી હતી.

( ૪ ) અરવલ્લીના પહાડમાં આસપાસના ફળદ્રુપ પ્રદેશમાંથી રાણાને અખૂટ સંપત્તિ મળતી હતી. તેમને કોઇ દિવસ ભૂખે પેટે સુવું નહોતુ પડયું. બટકું રોટલા માટે કુંવરીને રોવું નહોતું પડયું.

હાલ તુરત આટલી વસ્તુ પણ ધ્યાનમાં રાખવાથી ચકે: ઇતિહાસ-શિક્ષક મહારાણાની વાત નવી રીતે કહેશે. વિદ્યાર્થી વાર્તા વાંચીને આ વસ્તુ જાણશે તો પણ મહારાણા માટે એના દિલમાં વિશેષ માન અને પૂજ્યભાવ પ્રગટશે.

શ્રી. ઝવેરચંદ મેઘાણીએ આ પુસ્તકનો પરિચય લખી આપવા કૃપા કરી છે તે માટે તેમનો, તેમજ મ્હારા આ પ્રથમ પ્રયાસને પ્રસિદ્ધ કરવાની અનુકૂળતા કરી આપવા માં ભાવનગર સ્ત્રી કેળવણી મંડળના સંચાલકોનો આભાર માનવાની આ તક લઉં છું.

ગાંધી સત્યાગ્રહાશ્રમ<br>છાયા ( પોરબંદર સ્ટેટ )<br>તા. ૧-૪-૨૯ } રામનારાયણ ના. પાઠક

છવ લાખને નહાસી નહોતા ગયા, પણ મોગલ સેના રણ મૂકીને ભાગી હતી.

( ૨ ) અરવલ્લીના પહાડમા આસપાસના ફળદ્રુપ પ્રદેશમાથી રાણાને અખૂટ સંપત્તિ મળતી હતી. તેમને કોઇ દિવસ ભૂખે પેટે સુવું નહોતું પડયું. બટકું રોટલા માટે કુંવરીને રોવું નહોતું પડયું.

હાલ તુરત આટલી વસ્તુ પણ ધ્યાનમાં રાખવાથી ચકોર ઇતિહાસ-શિક્ષક મહારાણાની વાત નવી રીતે કહેશે. વિદ્યાર્થી વાર્તા વાચીને આ વસ્તુ જાણશે તો પણ મહારાણા માટે એના દિલમાં વિશેષ માન અને પૂજ્યભાવ પ્રગટશે.

શ્રી. ઝવેરચંદ મેઘાણીએ આ પુસ્તકનો પરિચય લખી આપવા કૃપા કરી છે તે માટે તેમનો, તેમજ મ્હારા આ પ્રથમ પ્રયાસને પ્રસિદ્ધ કરવાની અનુકૂળતા કરી આપવા માટે ભાવનગર સ્ત્રી કેળવણી મંડળના સંચાલકોનો આભાર માનવાની આ તક લઉં છું.

ગાંધી સત્યંજાશ્રમ
છાયા ( પોરબંદર રેલ્વે )
તા. ૧-૪-૨૯

રામનારાયણ ના. પાઠક




જન્મ : ૧૬૨૦ | છત્રપતિ શિવાજી મહારાજ | મૃત્યુ : ઇ સ. ૧૬૮૦

# શિવાજી મહારાજ

**બાળપણ.**

આજથી ત્રણુસો વરસ પહેલાંની વાત છે. પુના શહેરમાં શાહજી રાજા રાજ્ય કરે. શાહજી રાજાને બે રાણી. એક માનીતી, બીજી અણુમાનીતી. માનીતી રાણી સાથે શાહજી રાજા વિજાપુર રહે અણુમાનીતી જીજાબાઇ શિવનેરના કિલ્લામા દિવસ કાઢે છે, નાના શિવાજીને મોટો કરે છે ને રાજની નજર રાખે છે.

એકવાર અજવાળી રાતે મા દીકરો અગાશીમાં બેઠાં છે. શિવાજી ભીમની ને અર્જુનની વાતો સાભળે છે. અર્ધી રાત ગઇ તોય હોંકારા દે છે; થાકતો જ નથી. એમાં આજ શાહજી રાજા આવવાના છે. ઉજળો ચંદરમા માથે ચડ્યો, ગઢમા સોપો પડી ગયો પણ મા દીકરો વાટ જોતાં થાકતાં નથી. ત્યાં તો ધબધબ દાદરે પગથીયાં ગાજ્યાં; શિવાજી બેઠો થઇ ગયો. માતાજી જોઇ રહ્યા. શાહજી રાજા ઉપર આવ્યા. 'બાપુ આવ્યા, બાપુ આવ્યા' કરતો શિવાજી વળગી પડયો. બાપુએ હેતથી બથમા લઇ લીધો. પાછલી રાત સૂધી વાતો કરી ને સૌ સૂતાં.

સવારમાં શિવાજી વહેલો વહેલો ઉઠયો, દાતણ પાણી કરી લીધાં, ઝટપટ નાહી લીધુ. હરખનો તો પાર નથી; બાપુ સાથે આજ વિજાપુર જવું છે. નવાં નવા લુગડાં પહેર્યાં. ચપચપતી ચોરણી ને કઠકડતું કડીયું, માથે લીલો સાફો, પગમા મખમલની મોજડી; કેડે નાનકડી તલવાર લટકાવી, પોતાના વછેરા ઉપર સવાર થઇને ગઢને દરવાજે ઉભો. બા ને બાપુ તૈયાર થઇ ગયા શિવનેરના કિલ્લેથી સવારી નીકળી ગઢ નીચે આવીને જીજાબાઇ વેલમા બેઠા રણઝણ રણઝણ કરતી વેલ ચાલી. આગળ પાછળ પચ્ચીસ પચ્ચીસ ઘોડે સવાર વેલને બેય પડખે શિવાજી ને શાહજી. બાપ દીકરો ઘોડા ખેલવતાં આવે છે.

સહ્યાદ્રિની ખીણમાં થઈને મારગ ચાલ્યો. નાની મોટી નદીઓ ને કાળીચોર ઝાડી વટાવી. સાંજ પડી ત્યાં વિજાપુરના ગઢમાં દાખલ થઈ ગયા.

વિજાપુરમાં આદિલશાહ સુલતાનનું રાજ છે. શાહજી રાજા સુલતાનના માનીતા સરદાર. શિદી, ફાજલ ને અફઝુલખાન જેવા સરદારો શાહજી રાજાથી ડરતી ફરે છે. શાહજી રાજાને કોઈના બાપની બીક નથી. કચેરીમાં છાતી કાઢીને બેસે, લડાઈમાં દુશ્મનનાં કાળજાં વીંધે, એવા શૂરવીર શાહજી રાજા છે. દિલ્હીનો બાદશાહ પણ શાહજી રાજાને જાણે છે. આખું વિજાપુર શાહજી રાજાને સલામ ભરે છે.

શિવાજી તો હેડી હેડીના ગોઠીયા સાથે હળી-મળી ગયો. ચાર દિમા આખું વિજાપુર પગ હેઠે કાઢી નાંખ્યું. ભાઈબંધ-દોસ્તદારને લઈને સાંજ સવાર પાદર ઉપડે. પચાસ સાઠ છોકરા ભેગા મળે જાત જાતની રમતો રમે. હુતુતુતુ ને ગેડી દડો, ખોખો ને ખારોપાટ. નાનેદ એવો અખાડો જમાવી દીધો. શાહજી રાજાએ એક ઉસ્તાદજી રાખ્યા. પછી તો કુસ્તી ને મલખમ, તલવાર-પટ્ટા ને ઘોડે સવારી એક પછી એક વિદ્યા હાથ કરી લીધી. તિરંદાજી તો શિવાજીની જ. કુસ્તીમાં તો દોસ્ત ઉંચાને ઝીંકલી દે. જોત જોતામાં શિવાજી મોટો બહાદુર થઇ ગયો.

એકવાર કચેરી ભરાણી છે. આદિલશાહ બાદશાહ કહે "શાહજી રાજા ! એકવાર શિવાજીને કચેરીમાં લઈ આવો; મારે એને જોવો છે."

બાદશાહી પોશાક શાહજી રાજા કહે "બહુ સારૂં."

બીજે દિવસે શિવાજી તો કચેરીમાં ઉપડયો. બરાબર ઠાઠ મારીને બાપુ સાથે ચાલ્યો.

કચેરીમાં બાદશાહ ઉંચે સિંહાસને બેઠા છે. કોઈની સામે નજર સરખી કરતો નથી; શિવાજીએ તો જઈને જેવા તેવા નમસ્કાર કર્યા ને પડખે જ બેઠક જમાવી. બાદશાહ તો જોઇ રહ્યો. શાહજી રાજા સામે લાલ આંખ કરીને કહે "શાહજી રાજા ! આ તમારા શિવાજીને સલામ ભરતાંય નથી આવડતું. જરા શિખવજો."

શાહજી રાજા તો સાંભળી રહ્યા શિવાજીને ખાઈ ગયા પણ એ ટાણે કાંઈ ન બોલ્યો. ત્યાં તો બાદશાહે પોશાક મંગાવ્યો. શિવાજીને કહે —

"આ લે શિવાજી ! તું મારા વહાલા સરદારનો કુંવર છે. તને આ ભેટ કરૂં છું. લઈ લે"

ઘડીભર શિવાજી વિચારમાં પડી ગયો. પછી પોશાક લઇ કચેરીમાંથી ભાગી નીકળ્યો; સીધો નદીએ પહોંચ્યો. પોશાક નદીમાં પધરાવી દીધો. લુગડાંબોળ નાહ્યો. સાંઝે ઘેર ગયો રાતે બાપુ સાથે અબોલા રાખ્યા.

આદિલશાહ બાદશાહે શિવાજીને જોયા ને હેત ઉભરાઈ ગયું. જ્યારે હોય ત્યારે શાહજી રાજાને ખબર અંતર પૂછે. ફરવા નીકળે તો કહેશે 'શિવાજી ક્યાં ?' શિવાજીને ય બાદશાહ ઉપર રીસ નહિ. એકવાર બાદશાહ કહે "બસ હવે શિવાજી બહુ મોટો થઇ ગયો. એનાં લગન કરો.' શાહજી રાજા કહે "હજી તો તેર વરસનું છોકરું છે." પણ બાદશાહ માને ? એણે તો હઠ પકડી. શાહજી રાજાએ લગનની તૈયારી માંડી.

શિવાજીનાં લગ્ન

વિજાપુર આખું શણગાર્યું; બજારમાં ધજા પતાકા લાગી ગયા, પાણી છંટાઈ ગયાં, આંબા ને આશોપાલવનાં તોરણ બાંધી દીધાં; શાહજી રાજાની હવેલી તો સોને મઢી દીધી. બાદશાહે ખજાનો ઉઘાડો મૂકી દીધો. હાથીની અંબાડીમાં શિવાજીનું કુલેકુ ચડર્યું. શહેર આખાએ કુલડે ને કંકુએ વધાવ્યા. લગન મંડપમાં બાદશાહ પોતે પધાર્યા. શિવાજી પરણી ઉતર્યા ને બાદશાહને અને શાહજી રાજાને પગે પડયા. બાદશાહે માથે હાથ મૂકી આશીર્વાદ દીધા. માતાજીએ મોતીડે વધાવ્યા. શરણાઈના મીઠા સૂર સંભળાણા; સૌ હરખાતા ઘેર ગયા. બાદશાહે પોતાના શાહજાદા જેટલી ધામધુમથી શિવાજીને પરણાવ્યા.'

શાહજી રાજાને થયું કે હવે શિવાજી હાથમાં નહિ રહે. બાદશાહ તો આજ રાંજી છે ને કાલ રૂઠે. વળી

પુનાનું રાજ રેઢું હતું અને શિવાજી મોટો થયો. એને રાજકાજ શીખવવાં જોઈએ. શાહજી રાજા પાસે દાદાજી કોંડદેવ કરીને એક બ્રાહ્મણ દીવાન હતા. પુનાનાં બાર ગામનો વહીવટ કરતા. એ દાદાજી સાથે શિવાજીને પુના મોકલી દીધા. જીજાબાઈ પણ સાથે ગયાં.

**સેના જમાવી**

દાદાજી ભારે હુશિયાર આદમી: રાજકાજના ખાં: મોટા મોટા મુત્સદ્દીને પાણી ભરાવે. શિવાજીને સગા દીકરાની જેમ રાખે. શિવાજી પણ એમની આમન્યા પાળે. દાદાજી પાસે રાજકાજ શીખે છે. પુના ફરતાં, ડુંગરાની ખીણોમાં પોતાનાં બાર ગામ છે. ગામે ગામ પગે ચાલીને ફરી આવ્યા. સારા સારા બહાદુર માણસોને ગોતી કાઢ્યા, ને એને પોતાના સૈન્યમાં રાખી લીધા. માંડ્યા સૈન્ય વધારવા. સહ્યાદ્રિના ઘાટમાં પાંચ પંદર જુવાનીયા લઈને નીકળી પડે: પાંચ ખોરડાનું ગામ હોય, પાંચ દસ માવળા રહેતા હોય એમાંથી એકાદ ઉઠાવે. માવળા કેવા! ધણી સાટે માથું વાઢી દે: જીવ જાય તોય લડાઈમાં પીઠ ન બતાવે. એક લંગોટી પહેરે, કાળી કામળી ઓઢે અને ડુંગળી ને ભાખરી ખાય: ઝાડ હેઠે સૂઈ રહે ને ઝરાનું પાણી પી લે: એક એક કરતાં પચાસ સાઠ જુવાનની ટોળી જામી પડી.

એક ઉંડી ગુફામાં રહેઠાણ રાખ્યું. દિવસે ડુંગરા ખૂંદે ને અજવાળી રાતે ભૂતના બરડા જેવી કાળમીંઢ

શિલાઓ ઉપર ધાબળા પાથરીને જામેઃ શિવાજી મહારાજે નાનપણમાં આ પાસે ખૂબ વાતો સાંભળેલી. રામાયણ ને મહાભારત આખુંયે મોઢેઃ વાત મંડાય ને બધા એક કાન થઇ જાય. એમાંય જ્યારે–'દોઢ મણનો ગેડો લઇને ભીમભાઈએ દડો દોડાવ્યો '–એ વાત આવે ત્યારે તો બધા દોઢ દોઢ વેંત ઉંચા થઇ જાય મધરાત સૂધી વાતોના ઝપાટા બોલે. સવારમાં વહેલા ઉઠે ને પાછા ડુંગરામાં નીકળી પડેઃ બીજો ધંધો જ ન મળે.

એકવાર શિવાજી મહારાજ બેઠા છેઃ ચાર પાંચ સૈનિકો સિવાય બધા રખડવા ઉપડી ગયા છે. એમાં નેતાજી દોડતો આવ્યો. "મહારાજ, મહારાજ, મરાણા!"–"શું છે?" કરતા શિવાજી મહારાજ ઉભા થઇ ગયા. અધીં તલવાર ખેંચી; આંખને ઇસારે વાત પૂરી કરવા કીધું. નેતાજીએ સામી ટેકરીએ આંગળી ચીંધાડી; આમ મહારાજ જુએ ત્યાં ડુંગરા ઉપરથી દસ મુસલમાનો ઉઘાડી તલવારે દોડયા આવેઃ મહારાજને થયું–"નક્કી મરાણા." પાંચ જ સૈનિક હાજર હતા. પાંચેય તૈયાર થઇ ગયા. ત્યાં તો કૌતુક થયું. ઓલ્યા દસેય આવીને શિવાજી મહારાજના પગમાં પડી ગયા! મહારાજ તો જોઈ જ રહ્યા. એકને હાથ ઝાલી બેઠો કર્યો. નેતાજી કહે "કોણ છો તમે?" એટલે દસેયનો નાયક આગળ આવ્યો. નમન કરીને બોલ્યો. "મારૂં નામ તાનાજી માલસૂરે. આ મારા ગોઠીયા છે. અમારે તમારી ટોળીમાં રહેવું છે.'

શિવાજી મહારાજ કહે "અમારી ટોળીમાં એમ દાખલ નહિ થવાય. અને તમે તો દાઢીયું ચડાવીને આવ્યા. અમને શી ખાત્રી કે તમે આદિલશાહનાં માણસો નથી?"

તાનાજી માથું નમાવીને કહે "એની ખાત્રી કરો. અમારી પરીક્ષા કરો. પછી શું છે?"

શિવાજી મહારાજે દસેયને એક હારમાં ઉભા રાખ્યા. પોતે હાથમાં તીર કામઠું લીધું. કાન સૂધી ખેંચીને કહે–"જોજો! જે ખરો સૈનિક હશે એને તીર નહિ વીંધે. બીજા વીંધાઇ જશે. તૈયાર!"

સનનનન તીર છૂટયું. દસેય ટટ્ટાર છાતી કાઢીને ઉભા રહ્યા. માથે થઇને તીર વહ્યું ગયું.

શિવાજી મહારાજે તાનાજીને બથમાં લઈ લીધો. પછી તો સૈનિકો વધવા જ માંડયા. પાંચ દસ, પાંચ દસ કરતાં અઢીસોનું સૈન્ય થઈ ગયું અને "શિવાજી મહારાજની જય"થી ડુંગરા રોલવા માંડયા.

**સ્વરાજનાં તોરણ**

તોરણાનો કિલ્લો લીધો ને સ્વરાજ્યનાં તોરણ બાંધ્યાં. શિવાજી મહારાજની ઓગણીશ વર્ષની અવસ્થા. દાદાજી કોંડદેવ કારભાર કરે. શિવાજી સૈન્ય જમાવે. તોરણાના ગઢમાંથી ધનના ચરૂ નીકળ્યા. એટલે ખજાનો તર થઇ ગયો. રાજગઢ નામનો નવો કિલ્લો બાંધ્યો. પુનાની વાટમાં ચાકણગઢ આવે. એનો સુબો ફિરંગોજી:

એને સમજાવી દીધો. ગઢ ઉપર શિવાજી મહારાજની આણ ફરી વળી. ચાકણની સામે સિંહગઢનો જબરો ગઢ' પડયો છે. મહારાજ કહે "આ ગઢ તો લીધે જ છૂટકો." પરભાતના પો'રમાં ચાલી નીકળ્યા. સૂરજ ઉગીને સમો થયો. સેના ચાલી જાય છે; મોખરે શિવાજી મહારાજ. ભર જુવાની છે; હાથીની સુંઢ જેવા હાથ ગોઠણે અડે છે. સવા ગજ પહોળી છાતી ઉપર 'લોખંડી બખ્તર ભીડયું' છે. બરડા ઉપર ગેંડાની ઢાલ પડી છે. જાંબુડા ઘોડાને માથે અસવાર થયા છે. બે પડખે તાનાજી ને ચેસાજી: ઘડી ઘડીમા 'શિવાજી મહારાજની જય!' ગજવે છે. સિંહગઢની તળેટી આવી. જબરો ગઢ. સુબો શેરમહમદ બસો સૈનિક લઇને બહાર નીકળ્યો. પણ અહિં શિવાજી મહારાજનો લડવાનો વિચાર ન હતો. એણે તો તાનાજીને મોકલ્યો. તાનાજીએ જઇને સમજાવી દીધો. સુબો પણ વખત વરતી ગયો. સિંહગઢ માથે શિવાજીની આણ ફરી વળી:

કલ્યાણ પ્રાંતનો સુબેદાર મુલ્લાં મહમદખાનઃ ભારે જોરાવર આદમી: હુશીયારેય એવો: આખા પ્રાંતની આવકના રૂપિયા ઉઘરાવીને વિજાપુર

 જાય: સાથે દોઢસોઃ ઘોડેસવાર છે. ગાડામાં રૂપિયાના થેલા ભર્યા છે: ડુંગરાઉ મારગે હાલ્યા જાય: કોઇની બીક નથી: મહમદ-

ખાનના માથામાં રાઈ ભરી છે. અરધોક પંથ કાપ્યો, ત્યા મોં-સુઝણું થવા આવ્યું.

અહીં શિવાજી મહારાજને સમાચાર મળ્યા કે શિકાર જાય છે: મુલ્લાં મહમદખાન સાથે લાખ દોઢ લાખનો માલ: આવો લાગ કેદી મળે? મહારાજ ઝટ બેઠા થઈ ગયા. આણીકોર તાનાજી, યેસાજી ને આબાજી સોનદેવ પટોપટ તૈયાર થઈ ગયા. મારગ રોકીને બેઠા.

'ખડભડ ખડભડ' ગાડાનો ખખડાટ થયો. તડબડ તડબડ ઘોડાના ડાબલા ગાજ્યા. રસાલો પાસે આવ્યો. "શિવાજી મહારાજની જય" બોલતોક આબાજી સોનદેવ તૂટી પડયો. મશાલો ઓલવાઇ ગઇ; તડાફડી બોલી ગઇ. મહમદખાનને જીવતો ઝાલ્યો: ખજાનો લઇને રાજગઢ ઉપડી ગયા. ખાનને સમાચાર દેવા વિજાપુર જવા દીધો.

આબાજી સોનદેવને કલ્યાણ પ્રાંત ઉપર મોકલ્યો: સોનદેવે ઝપટ કરી. એક બે ત્રણ: ગઢ ઉપર ગઢ લેવા માંડયા. કેટલાયને કેદ કર્યા. એમાં મુલ્લાં મહમદખાનના શાહજાદાની ઓરત પકડાણી. રૂપાળી રંભા જેવી: આબાજીને થયું, લાવ્યને મહારાજને ભેટ ધરી દઉં. મોટું ઈનામ મળશે. મહારાજ રાજી થશે. સાથે લઈને રાજગઢ ભણી ઉપડયો.

મહારાજ ગઢ નીચે તંબુ તાણીને પડયા છે. એકાદ બે ગઢ લીધે જાય છે. કોઈ યુક્તિથી તો કોઈ મારી

કુટીને: તાનાજી તો મારો વા'લો ભારે જુગતિવાળોઃ ખડના ભારામાં તલવારો નાખીને ગઢમાં પેસી જાયઃ ને ગઢ લઈ લે:

એકવાર સવારનો વખત છેઃ મહારાજ બેઠા છે. કોઇ સરદાર પાસે નથી. આબાજી લાગ જોઇને આવ્યો. આબાજીને કલ્યાણ પ્રાંતનો સુબેદાર બનાવ્યો છેઃ એનું માન જેવું તેવું નથી. નમન કરીને ગાદી નીચે બેઠો. ધીરે રહીને બીતાં બીતાં વાત ઉચ્ચારીઃ—

"મહારાજ આપને માટે એક ચીજ લાવ્યો છું."

"બોલો, શું લાવ્યા છો?"

"આપ રાજી થઇ જાઓ એવું છે."

"પણ જોઉં તો ખરો."

"આપ સ્વીકારશો ?"

"મને બતાવ, પછી કહું."

આબાજી બહાર ગયો. શાહજાદીને લઈને તંબુમાં આવ્યો.

બાઈ બિચારી થર થર કંપે છેઃ એને મન શિવાજી રાક્ષસ છેઃ કોઈ દિ ભાળ્યો નથીઃ એના પંજામાંથી શે છુટાય ? ખુદાની બંદગી કરે છેઃ પગનો અવાજ થયો. મહારાજે આમ ઉંચે જોયું........

જોયું ન જોયું ને આંખ ધરતીમાં ખુતી ગઇ. ખડખે જ આબાજી ઉછેલોઃ

"આબાજી! આ શું? આ કોની ઓરત?"

"ખાનના શાહજાદાની."

"તે એને અહિં કેમ લાવ્યો?"

આપને ભેટ ધ..........

શું?..........

મહારાજના બત્રીસ કરોડ રૂવાડાં ઊભાં થઇ ગયાં. "આબાજી! શિવાજી લુંટારો નથી, રજપૂત છે. રંડીબાજ નથી, રાજા છે."........

આબાજીને માથે જાણે આભ તૂટી પડયો. ધરતી ખોતરવા મંડયો. મહારાજની રીસ એ જાણતો; અને ભૂલ નાની સૂની નહોતી શરીરમાંથી ધ્રુજ વછૂટી ગઇ. પરસેવે રેબઝેબ થઇ ગયો. મહારાજે જોઇ લીધું.

"આબાજી! અત્યારે તો જવા દઉં છું. પણ હવેથી જો આવી ભૂલ થઇ તો માથું ધડથી જુદું થશે."

આબાજી નીચે મોઢે ચાલ્યો ગયો.

"તાનાજી! આને સો ઘોડેસવાર લઇ વિજાપુર મૂકી આવ; અને આખા સૈન્યને કહી દ્યો કે આજથી કોઈ ઓરત જાત ઉપર હાથ ઉપાડશે કે કેદ કરશે તો ઘાણીએ ઘાલીને તેલ કાઢીશ!"

મુલ્લાં અહમદખાન ધા નાખતો વિજાપુર પહોંચ્યો. ભર કચેરીમાં બાદશાહને સંભળાવ્યું કે "વિજાપુરની બાદશાહી કાલ સવારે ધૂળમાં મળશે."

બાદશાહ કહે "પણ આટલું બધું છે શું ?"

"બીજું શું હોય, આ તમારો

શાહજી રાજા કેદ માનીતો શાહજી રાજા: એના દીક

રાએ આખો ખજાનો લુટી લીધો ને

કલ્યાણ પ્રાંતને માથે આડુ વાળ્યું."

વેણુ વેણુ બાદશાહને અંગે ઝાળ લાગી. એની ફુલ-ગુલાબી કાયા માથે બાણુ કરોડ રૂવાડાં બેઠાં થઇ ગયાં. લા...લ ઘુમ આંખ થઈ ગઈ: વજીરને કહે "કયાં છે એ શાહજી ?"

"બાદશાહ સલામતે એને કર્ણાટક મોકલ્યા છે."

એ...મ ? લખો કાગળ. સરદાર ઘોરપડેને લખો કે એકદમ શાહજીને લઇને હાજર થઈ જાય.

વજીર સાહેબે બીડો તૈયાર કર્યો. બાદશાહની મ્હોર મારીને કર્ણાટક સવાર દોડાવ્યો.

અહિં કર્ણાટકમાં શાહજી રાજા તો રૂડી રીતે કારભાર ચલાવે છે; રૈયત સુખી છે. શાહજી રાજાનાં ભારે માન-પાન છે. કર્ણાટકમાં બીજો સરદાર ઘોરપડે હતો: એ તો ઈર્ષ્યા કરી કરીને બળી જાય છે. શાહજી રાજાને કાઢવાના કાવાદાવા રચે છે. એમાં બાદશાહનો હુકમ મળ્યો. વાંચ્યો ને શેર લોહી ચડયું: પણ શાહજી રાજાને પકડવા કેમ કરીને ? એ કાંઈ રમત વાત નહિ. એક યુક્તિ સૂઝી: શાહજી રાજાને જમવા નોતર્યા:

શાહજી રાજા જમવા આવ્યા. એમને કાંઈ ખબર નથી. ઘોરપડેનો હરખ તો માતો નથી. હસી હસીને વાતો કરે છે. સૌ જમી ઉઠયા. પાનસોપારી લઈને શાહજી રાજાએ રજા માગી: ત્યાં તો દિવાનખાનામાં પચીસ હથીઆરબધ સૈનિકો દોડયા આવ્યા. શાહજી રાજા સમજી ગયા દગો થયો. તલવાર ખેંચવા જાય, ત્યાં તો પાછળથી ચાર જણાએ ઝાલી લીધા: ઘોરપડે તો પગે લાગીને કહે "બાદશાહનો હુકમ છે."

શાહજી રાજા કહે "ચાલો વિજાપુર. ત્યાં જોયું જશે" વિજાપુર આવ્યા. પણ બાદશાહ તો એવો ખીજાઈ ગયો કે શાહજી રાજાનું મોઢુંય ન જોયું: પરબાર્યા અંધારી કોટડીમાં મોકલી દીધા! શાહજી રાજાને થયું કે નક્કી શિવાજીએ કાંક ધાંધલ કર્યું લાગે છે. પણ વાંધો નહિ; એ મને છોડાવ્યા વગર નહિ રહે.

શિવાજી મહારાજને વાયુ વેગે વાત મળી: બાપુને કેદ કર્યા! ઘડીક તો વિચારમાં પડી ગયા. મનમાં થયું કે બાદશાહને વિનવીને છોડાવું: માતાજીની સલાહ લીધી. રાણીજીનો મત પૂછયો. તાનાજી, યેસાજી, બાઈ-બધોને પૂછયું: બધા કહે "ગમે તે થાય પણ બાદ-શાહને તો ન જ નમવું.' શિવાજી મહારાજને તો એ ગમતી વાત હતી: પણ બાપુને કેમ છોડાવવા? એક વિચાર સૂઝી ગયો: વિજાપુરના બાદશાહ સાથે દિલ્હીના બાદશાહને વેર હતું: બાદશાહ શાહજહાં અને દખ્ખણનો

સુબો શાહજાદો ઔરંગઝેબ શાહજી રાજાના ઓળખીતા હતા: એટલે બાદશાહ શાહજહાંને કાગળ લખ્યો કે "મારે તમારી નોકરીમાં રહેવું છે. મને દખ્ખણનો કારભાર સોંપો અને મારા બાપુને વગર વાંકે કેદ કર્યા છે તે વિજાપુરના શાહને લખો કે છોડી મૂકે."

સાત દિવસમાં મારતે ઘોડે સવાર દિલ્હી પહોંચ્યો: શાહજહાં તો કાગળ વાંચીને રાજી રાજી થઇ ગયો. શિવાજીને નોકરીમાં રાખી લીધો ને વિજાપુર લખ્યું કે "આ કાગળ દેખત અમારા દોસ્ત શાહજી રાજાને છોડી મૂકજો, નહિતર નહિં બને."

દિલ્હીના બાદશાહનો કાગળ વાંચીને શાહ હિંમત હારી ગયો. તરત શાહજી રાજાને છૂટા કરી દીધા. પાછી સરદારી સોંપીને કર્ણાટક મોકલ્યા.

અહિં શિવાજી મહારાજને નોકરીની કાંઇ પડી નહોતી: બાપુ છૂટયાના ખબર મળ્યા કે બીજે દિ કામે લાગી ગયા માંડ્યા લશ્કર જમાવવા.

કૃષ્ણા નદીને કાંઠે ચાફળ ગામ છે. ચાફળમાં રામદાસ સમર્થનો જબરો મઠ છે રામદાસ સ્વામીનું એકજ કામ: શિવાજીનું સૈન્ય વધારવાનું:

રામદાસ સમર્થ

કોઇ શૂરવીર જુવાન નજરે પડયો કે તરત કહેશે "શિવાજીનો સૈનિક થઇ જા. રામજી તારૂં ભલું કરશે."

રામદાસ સ્વામીની તો ઓર વાત છે: રામદાસ સ્વામી તેર વરસના હતા: એમના મોટાભાઇએ લગનની ધામધૂમ માંડી: માંડવામાં પરણવા બેઠા; પરણતાં પરણતાં વિચાર થયો કે જો પરણ્યો તો મુવો પડયો છું. એકદમ ભાગ્યા. જઇને ગોદાવરીમા પડયા. બધા દોડાદોડ પકડવા આવ્યા. પણ રામદાસ સ્વામી તો બે ત્રણ ગાઉને માથે નીકળી ગયા. પછી બાર વરસ તપ કર્યું. બીજાં બાર વરસ આખા દેશમાં ફર્યા; અને પછી ચાફળમાં મઠ બાધીને રહ્યા.

શિવાજી મહારાજને ખબર પડી કે તરત રસાલા સાથે દર્શન કરવા ઉપડયા:

સમર્થ તો મોટી પાટ ઉપર બેઠા છે. માથે લાંબી જટા, અણીયાળી દાઢી, ને સાડા ચાર આંગળનું કપાળ ઝગારા મારે છે: રામકથાના દુહા લલકારે છે. હરિજનો સાંભળે છે. ત્યાં શિવાજી મહારાજની સવારી આવી પહોંચી. એક શિષ્ય બધાને લેવા ગયો સૌ ચુપચુપ કથા સાંભળવા બેસી ગયા. કથા પૂરી થઇ. સૌ પોતપોતાને કામે લાગી ગયા. શિવાજી મહારાજ તો સમર્થ સામે જોઇ જ રહ્યા ધરાતા જ નથી. બસ ઉઠવાનું મન જ નથી થતું. થોડીવારે રામદાસ સ્વામીએ ખબર અંતર પૂછયા: રાજકાજની વાતો કરી: સાથે ભોજન લીધું. આખી રાત વાતો કરી. સવારમાં શિવાજી મહારાજે રજા લીધી.

તે દિવસથી સમર્થને ગુરુ કરી માન્યા. સમર્થનાં વેણ કદિ ન ઉથાપે, સમર્થની સલાહ લઇ સારાં કામ ઉપાડે: સમર્થનો ભગવો ઝંડો શિવાજી મહારાજના મહેલ માથે ચડી ગયો. શિવાજીના સૈન્યને મોખરે નિશાન ભગવા ઝંડાનું. આજ પણ કોલ્હાપૂરના મહારાજાને મહેલે ભગવો ઝંડો ઝડાકા દઇ રહ્યો છે અને રામદાસ સમર્થની જય ગજવી રહ્યો છે.

**બાજી મળ્યો.**

રોહિડાનો કિલ્લો ભારે મજબુત. બાદલ દેશમુખ એનો ધણી: શિવાજી મહારાજનો કટ્ટો દુશ્મન.

જાવળીના ચંદ્રરાવ મોરેને મારીને મહારાજ રોહિડા આવ્યા. ઘેરો નાખ્યો. ગઢ ચડવા દોરીની નીસરણી તૈયાર હતી. રાતનો બીજો પહોર થયો. ચટ ચટ સૌથી પહેલા મહારાજ ચડી ગયા. પછી આણાજી; એક પછી એક માંડયા ચડવા; ધબ ધબ અંદર પડયા. સૈનિકો જાગી ગયા. રીડ થઇ, બાદલ જાગ્યો. ધીંગાણું મચ્યું. પણ અંધારૂં એવું કે પોતાનો-પારકો કાંઇ કળાય નહિ. આણાજીએ યુક્તિ કરી. પડખે જ જબરી ખડની ગંજી હતી. એમાં આગ મેલી દીધી: હડ હડ હડ ભડકો થયો. અજવાળામાં ઘડીભર સૌ અંજાઇ ગયા. મહારાજ ઝપટ કરીને બાદલ સામે પહોંચ્યા. એક ઘા ને બે કટકા: ઠાર માર્યો. બાદલ પડયો ને સૈનિકોના પગ ઢીલા થઇ ગયા.

ભાગવાની તૈયારી છે, ત્યાં બાદલનો શૂરો પ્રધાન બાજી પ્રભુ તલવાર લઇને દોડયો આવ્યો. માંડયો ઝીંક બોલાવવા. મારતો મારતો આબાજીની લગોલગ જઈ પહોંચ્યો. આબાજી તો છેટેથી આ પરાક્રમ જોઇ જ રહ્યો. મનમાં થયું કે-વાહ વાહ! કેવો લડે છે! ભડનો દીકરો છે. આવો બહાદરીઓ તો શિવાજીના સૈન્યમાં જ શોભે. લડતાં લડતાં સ્વરાજ્યની વાત સમજાવી દીધી. બાજી પ્રભુને ગળે વાત ઉતરી ગઇ. મહારાજને ચરણે તલવાર ધરી દીધી બાજી પ્રભુને તાનાજીની . હારનો સરદાર બનાવી એક કિલ્લો સોંપ્યો.

અફઝુલખાન.

વિજાપુરના દરબારમાં જાણ થઈ: શિવાજી એક પછી એક ગઢ દબાવતો જાય છે: એની ફાટ બહુ વધી ગઇ છે: એવું સાંભળીને બાદશાહને તો પગથી તે માથા સુધી.લાગી ગઇ: કચેરીમાં બીડું ફેરવ્યું કે "જે શિવાજીને પકડી લાવે એને એક લાખની જાગીર ઇનામ!"

બીડું સભામાં ફરવા માંડયું. મોતની સામે થવાની કોઇની હિંમત નથી. સૌ નીચું જોઈ ગયા. બાદશાહનું કાળજું તો બળીને ખાખ થઇ જાય છે. ત્યાં તો અફઝુલ ઉઠયો. ઝમ બીડું ઝડપ્યું. ભર કચેરીમાં ઉભો ને ઉભો ચાવી ગયો.

"શાબાશ! શાબાશ!" કરતો શાહ ઉભો થઈ ગયો. પોતાની તલવાર ખાનની કમરે લટકાવી: નવલખો

હાર ખાનની ડોકે પહેરાવી દીધો.

આખી કચેરી જોઈ રહી.

બાર હજાર ચુનંદા ઘોડેસ્વાર લઇ ખાન ઉપડ્યો. રસ્તામાં પંઢરપુરના વિઠોબાની મૂર્તિ તોડી, તુળજાપુરમાં ભવાનીની મૂર્તિ તોડી, ને મજલ દર મજલ કરતો મહાબળેશ્વરની ખીણમાં આવી પડયો..

અહિં શિવાજી મહારાજને બધી બાતમી મળી ગઇ: એકદમ સૈન્ય ભેગું કર્યું: મહાબળેશ્વર સામે પ્રતાપગઢમાં આવી ગયા. સેના ગોઠવી દીધી: તોપો ગોઠવાઇ ગઇ: એવી તૈયારી કરી કે એક અફઝુલ તો શું પણ પાંચ અફઝુલ આવે તોય કારી ન ફાવે.

વાઈ પ્રાંતમાં કૃષ્ણાજી કુલકર્ણી હતા. ખાનસાહેબે એમને બોલાવ્યા. શિવાજી સાથે સલાહ મસલત કરવા મોકલ્યા.

કુલકર્ણી તો શિવાજીને મળ્યા. થોડી ઘણી વાતચીત કરી, એટલે શિવાજી મહારાજ કહે " તમે બ્રાહ્મણના દીકરા થઇ આ શું કરો છો? આ ખાન કાલ સવારે મૂર્તિ ભાંગીને આવે છે. ગૌમાંસ ખાય છે. દૈયતને ધાન ધાન ને પાન પાન કરી નાખી છે: તમે તે અરબસ્તાનના રહેવાશી છો કે મહારાષ્ટ્રના ? શરમ નથી આવતી એની નોકરી કરતાં ? '

કુલકર્ણી તો સાંભળી રહ્યા એનાં પડળ ખુલી ગયાં.

મનમાં થયું કે મેં ભારે ભૂલ કરી. તરત મહારાજને કોલ દીધો કે "આજથી ખાનની નોકરી મૂકી." ખાનને સમાચાર દઈ શિવાજી મહારાજનો સેવક થઇ ગયો.

ખાન સાહેબ તો વિચારમાં પડી ગયા કે હવે કરવું શું? સરદારોની સલાહ લીધી. બધા કહે–"ઉડાવી દ્યો કિલ્લો. એ મગતરાના શા ભાર છે?" હજી વાત ચાલે છે ત્યાં શિવાજી મહારાજનો વકીલ આવ્યો. ગોપીનાથપંત હુશિયાર આદમી હતા. ખાનને સમજાવ્યા. મહારાજનો સંદેશો દીધો કે આપણે નકામા લડી મરીયે છીએ. સૈન્યનો ઘાણ વળી જાય, એ કરતાં આપણે બેય મળીએ. મારા રાજ્યની તમે હદ બાંધી દ્યો; પછી છે કાંઈ?

ખાનને વાત ગમી. ટાઢે પાણીએ ખસ જશે. બીજે દિવસે સાંજે મળવાનું નક્કી કર્યું.

શિવાજી મહારાજે તો ભારે ધામધુમ માંડી: પ્રતાપગઢ નીચે બાજુની ટેકરી ઉપર મોટો મંડપ ખડો કર્યો. એને આસોપાલવ ને આંબાનાં તોરણે શણગાર્યો. ખાનને આવ્યાના મારગ ઉપર ધજા પતાકા ગોઠવી દીધા. બીજા બધા રસ્તા મોટાં મોટાં ઝાડ નાખીને બંધ કરાવ્યા. ખરેખરો ઠઠ જમાવ્યો.

ખાન સાહેબ આ બધો ઠાઠ જોઇ રાજી રાજી થઇ ગયા. મળવાનો વખત થયો એટલે સાથે એક કદા-

વર સરદારને લઇને ઉપડયા. બીજાને તૈયાર રહેવા કહી દીધું' વખત છે ને દગો થાય. અફઝુલખાન તો પૂરા પાંચ હાથ ઉંચો; આભને થોભ દે એવો; કાળી ભમ્મર દાઢી, માથે શિરપેચ ને કમરે તલવાર લટકાવી છે. એને મન શિવાજી છોકરૂં છે.

શિવાજી મહારાજ તૈયાર થયા. માતાજીને પગે પડીને આશીર્વાદ લીધા. પોતાને કાંઈ થાય તો પાછળથી રાજની કેમ ગોઠવણ કરવી, એ બધું નક્કી કરી લીધું. ખાન વહેમાઇ જાય નહિ એટલે સાથે એક તાનાજીને જ લઇ લીધો. અફઝુલખાન કદાચ છે ને દગો કરે એટલે મહારાજે હાથમાં વાઘ નખ પહેરી લીધા છે. માથે લોખંડી ટોપ પહેર્યો છે. "જય ગુરુ સમર્થ!" કહીને મહારાજ નીકળ્યા. ધીરે ધીરે મંડપમાં પહોંચ્યા.

મંડપમાં પગ મૂક્યો ને ખાન ઉભો થઇ ગયો. હેતના ઉમળકાથી સામે લેવા આવ્યો; અને રાક્ષસ જેવી ભુજાઓમાં મહારાજને લઈ લીધા. કેડેથી કટાર કાઢીને શિવાજીના પેટમાં હુલાવી દીધી. મહારાજ ચેતી ગયા. કટાર બખ્તરમાં અથડાઇ ને પાછી પડી એક ઝપાટે ખાનના પેટમાં વાઘ નખ ખોસી દીધા. બીજે ઝપાટે આંતરડાંનો ઢગલો થઇ ગયો. "દગા! દગા!" કરતો ખાન ધબ દઈને ભોંય પડયો. પડતાં પડતાં મહારાજને માથે તલવાર ઝીંકી; પણ મહારાજ પતંગીયાની જેમ

કુદીને એક કોર ખસી ગયા. ખાનનો સાથી શિવાજી ઉપર ધસી આવ્યો. તાનાજીએ એક ઘાએ એનું માથું ઉડાવી દીધું!

તાનાજી ને મહારાજ ઝટપટ ગઢ ઉપર પહોંચી ગયા અને ત્યાંથી તોપનો મારો ચાલ્યો: ખાનના સૈન્યમાં ભંગાણ પડયું: તાનાજી ને બાજી પાંચસો સૈનિક લઈને છાવણી ઉપર તૂટી પડયા. ઠેઠ કૃષ્ણાને સામે કે ઠે તગડી મૂકયા. ખાનનો બધો માલ ગઢ ઉપર લઈ આવ્યા. કેટલાય હાથી, ઘોડા, ઉંટ, તોપો અને સાત લાખ રૂપિયા તો રોકડા મળ્યા! શિવાજી મહારાજનું તો કામ પાકી ગયું.

ધોએલ મૂળા જેવું ખાનનું લશ્કર વિજાપુર પહોંચ્યું. બાદશાહને બે દિવસ સુધી અનાજ ન ભાવ્યું. વિજાપુરની ગાદી જવાની બીક પેસી ગઈ: બીજે જ દિવસે જબરૂં સૈન્ય તૈયાર કર્યું. શીદી ને ફાઝલ લશ્કર લઈને નીકળ્યા.

બાજી પ્રભુ.

વૈશાખ મહિનાનો તડકો માથું ફાડી નાખે છે. સૂરજ નારાયણ નર્યા અંગાર વરસાવે છે. સૈનિકો પરસેવે રેબઝેબ થઈ ગયા છે; તોય માર માર કરતાં દોડયા જાય છે. સાંજ પડયે થોડો આરામ લઈ રાતો રાત કૂચ કરે છે.

શિવાજી મહારાજને ખબર મળી ગયા. એકદમ મુકામ ઉઠાવ્યો. કોલ્હાપુરથી બાર માઈલને છેટે પન્હાળ-

ગઢમાં છાવણી નાખી. ગઢમાં દાણોપાણી ભરી લીધાં. તોપો ગોઠવી દીધી. તૈયાર થઇને બેઠા. રાત દિવસ દરવાજા બંધ રાખવાનો હુકમ કરી દીધો.

શીદી ફાઝલની સેના આવી પહોંચી પાણીના પુરની જેમ ગઢ ફરતી વીંટળાઈ ગઇ: ચોમેર રસ્તાનાં નાકાં રોકી ચોકી પહેરા બેસાડી દીધા. સાગર જેવું સૈન્ય પાંચ પાંચ ગાઉમાં પથરાઈ પડયું. હાથી, ઘોડા, ઉંટનો તો પાર નથી. હજારો તંબુ ને રાવટીઓ ખડાં થઈ ગયાં: જાણે દૂધના મહાસાગર વચ્ચો વચ્ચ સરદાર સાહેબોના ઝરીયાની તંબુ ખડા કરી દીધા! તંબુને માથે સોના રૂપાનાં ઈંડાં સૂરજના તેજે ઝગકારા કરી રહ્યાં છે: છાવણીમાં ગુલતાન મચી ગયાં છે.

આવડી બધી સેના જોઇને શિવાજી મહારાજ વિચારમાં પડી ગયા. આ કાંઈ મારી મરાય એટલી ફોજ નથી. આનું કાંઈક કરવું જોઇએ. 'હે માતાજી! લાજ રાખજે'–કહીને ઉઠયા. તાનાજી, બાજી, આગાજી, નેતાજી, યેસાજી બધા સરદારોને કર્યા ભેગા. પાંચસો પાંચસોની ટુકડીઓ પાડી દીધી.

બીજે દિવસે ખરે બપોરે દરવાજામાંથી નીકળીને તૂટી પડયા. બધા રસોઇ પાણી કરે છે: અચાનક હલ્લો થયો: ઝબોઝબ તલવારો ખેંચી સામા થઈ ગયા. ત્યાં તો શિવાજી મહારાજ સૈન્ય લઇ ગઢમાં ભરાઇ ગયા. ધબોધબ બારણાં

દઈ દીધાં. એએક હજારનો ઘાણ કાઢી નાખ્યો.

પછી તો કોઈકવાર રાતે ને કોઈકવાર પરોઢીએ એમ સૈન્ય ઓછું કરવા મંડયા.

શીદી ને ફાઝલે વિચાર કર્યો કે આમ કયાં માર ખાવો? "બસ, કાલ સવારમાં ગઢને તોપને ગોળે ઉડાવી દો!" હજી અહિં વાત થાય છે ત્યાં તો મહારાજને ખબર પહોંચી ગયા. "કાલ કિલ્લો ઉડવાનો!"

તાનાજી કહે "મહારાજ! જે થવાની હોય તે થાય; કાલ દરવાજા ઉઘાડી તૂટી પડીએ."

મહારાજ કહે "એમ મરી ખુટયે શો દિ વળે?"

બાજી કહે "મને એક વાત સૂઝે છે."

"શું?"

આપ અઢીસો સવાર લઈ વિશાળગઢ ચાલ્યા જાઓ; અમે ગઢ સાચવશું."

"જા, જા, ગાંડા! એવું તે થાય? શિવાજી શું બાયલો છે કે છાનોમાનો ભાગી જાય!"

"છાના માના કોણ કહે છે?"

"ત્યારે?"

"સામા સૈન્યને વીંધીને."

"હં! એ ઠીક છે."

સૌને વાત ગમી ગઇ.

મહારાજ, બાજી ને તાનાજી, એક હજારનું સૈન્ય લઈ વિશાળગઢ જાય: યેસાજી ને નેતાજી ગઢ સાચવે. નક્કી થઇ ગયું. એક હજાર શૂરવીર તૈયાર થઇ ગયા. હથીઆર–પડીઆર બાંધી લીધાં.

. પ્રાગડના દોરા ફુટતા આવે છે. મોંસુઝણું થયું નથી. બધા મુસલમાન સૈનિકો તૈયાર થાય છે; આજ ફાઝલમીયાં તોપને ગોળે ગઢ ઉડાવી દેવાનાં છે. આનંદનો પાર નથી; કાવા–કાફી થાય છે. ગડુડુડુડુ, ગડુડુડુડુ હોકા ગગડાવે છે; કોઇ લહેરી જુવાનીયા ટાઢા પહોરનાં ગપ્પાં હાંકે છે. શીદી ને ફાઝલ મખમલને ગાદી તકીયે આડા પડયા છે; રૂપેરી હોકાની નળી હાથમાં રાખીને લડાઇની વાતો ચલાવે છે:

એમાં રીડ થઇ–" મારો! મારો! ધો, ધો! "–હોકારા ને પડકારા થવા માંડયા. ટેકરી ઉપરથી સડસડાટ સેના ઉતરી ને ફોજને કાપતા માવળા મહારાજને મારગ દેવા માંડયા. જોત જોતામાં મહારાજ છાવણી બહાર નીકળી ગયા.

શીદી ને ફાઝલ ઘોડે ચડયા. ભાગતા શિવાજીની પાછળ અર્ધું સૈન્ય ઉપડયું.

પણ કોઇનાં ઘોડાં શિવાજી મહારાજના ઘોડાને પહોંચે એમ નહોતું. એમાંય ડુંગરાઉ મારગ. ઘડીક આ ટેકરી ઉપર દેખાય તો ઘડીક સામી ટેકરીએ: ઘડીક ઉંડી

ખીણમાં ઘોડા દોડયા જતા દેખાય તો ઘડીક ઝાડીમાં સંતાકુકડી રમાડે: એ તો જાણે સીનેમાની ફીલમ !

એમ કરતાં કરતાં વિશાળગઢ દેખાણો. મહારાજે પાછળ નજર કરી તો સૈન્ય વહ્યું આવે છે. બાજીએ મહારાજનું મન વાંચી લીધું. આગળ આવીને કહે.:-

" મહારાજ ! આમને આમ ગઢ ભેળા નહિ થવાય, અને હવે ઘોડાં હાલે એવો મારગ પણ નથી. એટલે આપ થોડાં માણસો લઈ તાનાજી સાથે ગઢ માથે પહોંચી જાઓ. હું આ ફોજને રોકી રાખીશ. "

" ના, ના. આ સામે લશ્કર થોડું નથી. તને ને તારા સૈનિકોને વાઢી નાખે. અને હવે મરવું તો બધાયે સાથે જ મરવું. "

પણ બાજી ન માન્યો. એણે તો હઠ પકડી કે બસ જાઓ ને જાઓ. ઝટ પહોંચી જાઓ. " જઈને તોપના ભડાકા કરજો. " વાત કરવાનો વખત નહોતો. શિવાજી મહારાજ, નેતાજી ને થોડા માવળા આગળ ગયા.

જોતજોતામાં સૈન્ય આવી પહોંચ્યું. ભેટંભેટા થઇ ગયા. સાંકડી ખીણમાં બાજી આડો ઉભો છે. બેય કોર ઉંચી ઉંચી ટેકરીઓ: એક ઘોડેસવાર માંડ ચાલે એટલી જગ્યા. પચાસ સાઠ વાર લાંબી નેળ: ફાઝલમીયાં ખચકાઇને ઉભા. બીજો કોઈ મારગ ન મળે. ચારે કોર ઉંચા ઉંચા ડુંગરા, ને ઉંડી ઉંડી ખીણ: એક જ રસ્તો: ફાઝલ

આગળ આવ્યો. માંડયો દેવા. આણીકોર બાજી પણ ઉતરી પડયો: એક એક કરતાં બાજીના સૈનિકો પડવા માંડયા. ફાઝલમીયાંની ટુકડીઓ તો આવતી જ જાય છે. બાજી તો વીંધાઈને ચારણી જેવો થઇ ગયો છે. લોહીની શેડ વછુટે છે, તોય તલવાર ચલાવે છે. આંખે અંધારાં વળ્યાં; તોય દીધ્યે રાખે છે. શરીરનાં બટકાં ઉડવા માંડયાં, લોહી વહેવા માંડયું, તાકાત ખુટવા માંડી; પણ પડતો નથી: હાથ તલવાર ચલાવે છે, કાન તોપના અવાજ સાંભળવા તલપી રહ્યા છે. જીવ જવાની તૈયારી છે. એમાં માથા ઉપર તલવાર પડી. ખોપરી ફાટી ગઇ. પ્રાણ જતા નથી. ત્યાં તો હડુડુડુડુ હમમમમ! હમમમમ!– તોપની ગર્જના સંભળાણી. બસ એની જ વાટ હતી. મહારાજ પહોંચી ગયા. બાજીએ છેલ્લો શ્વાસ મૂકયો.

બાપ દીકરો.

હવે શિવાજી મહારાજનું રાજ જામવા માંડયું. સાત હજાર ઘોડેસ્વાર, પચાસ હજાર પાયદળ, દરિયાઈ કાફલો, ભરપૂર ખજાનો, અને દુશ્મનની છાતી ભાંગી નાખે એવા–વિશાળગઢ, પ્રતાપગઢ, રાયગઢ, સિંહગઢ, જેવા કિલ્લાઓ: જરૂર પડયે માથાં ઉતારી દે એવા સરદારો!

આ બધું જોઇને વિજાપુરનો શાહ ડરી ગયો. શાહજી રાજાને તેડાવ્યા: શાહજી રાજાને કીધું કે:—

"ગમે તેમ કરીને શિવાજીને સમજાવો. હવે તો હદ થાય છે."

શાહજી રાજા પણ બાદશાહનું મન જાણી ગયા. શિવાજીને સમજાવવાનું વચન દીધું.

શિવાજી મહારાજને જાણ થઈ કે બાપુ પૂના આવે છે. પ્રધાનજી મોરોપંથ પિંગળેને તેડાવ્યા: બાપુને જેજુરીના દેવાલયમાં મળવાનું ઠરાવ્યું. મંદિર સજવાનો હુકમ કરી દીધો.

બરાબર પૂના ને પંઢરપુરની વચ્ચે જેજુરીનું મંદિર છે: જૂનું પુરાણું મંદિર: મોરોપંત તો કડીયા કારીગર લઈને ઉપડયો.

જૂનું મંદિર નવું થવા માંડયું. રંગરોગાન, ધજા પતાકા ને સાવ નવા સુવર્ણ કળશ ચડાવી દીધા. હાંડી તણતા ને ઝુમ્મર લટકાવી દીધાં રૂપેરી કમાડ ચડાવ્યાં. પુજારીઓને નવાં વસ્ત્ર અપાવ્યાં. પૂજા માટે ચાંદીનાં વાસણ કરાવી દીધાં. અને ફરતો બબ્બે ગાઉ સુધી રસ્તો શણગાર્યો. પાણી છાંટીને પાથરણાં પથરાવી દીધાં.

આવી રીતની તૈયારીઓ થઈ રહી છે: ત્યાં શિવાજી મહારાજ આવી પહોંચ્યા. બે ગાઉ ઉપર તંબુ તાણ્યો. તંબુને માથે ભગવો ઝંડો ઝપાટા દઈ રહ્યો છે: થોડી-વારમાં શાહજી રાજા આવી પહોંચ્યા. આજ દસ દસ વરસથી બાપ દીકરો મળ્યા નથી: મંદિરમાં શાહજી

રાજાએ પગ મૂક્યો ને શિવાજી મહારાજ પગમાં પડી ગયા. બાપુએ બાવડે ઝાલીને બેઠા કર્યા. આંખમાં હરખનાં આંસુ આવી ગયાં.

પાલખી તૈયાર હતી; બાપુને પાલખીમાં બેસાર્યા. શિવાજી મહારાજે પાલખી ઉપાડી; ઉઘાડે પગે, ઠેઠ તંબુ સુધી, બે ગાઉ પાલખી ઉપાડી. બાપુ તો ગળગળા થઈ ગયા: બાપ દીકરો સાથે જમ્યા, સાથે સૂતા. રાત બધી વાતો કરી.

બીજે દિ સવારમાં પૂના ઉપડ્યા. શહેર આખું સામૈયે આવ્યું. ધામધુમ મચાવી દીધી. શાહજી રાજા બે મહિના પૂનામાં રહીને વિજાપુર જવા નીકળ્યા. શિવાજી મહારાજ પાસેથી વચન લીધું કે "હવે વિજાપુર ઉપર હાથ ન ઉગામશો."

શાહજી રાજાએ બાદશાહને વાત કરી. બાદશાહ ખુશ ખુશ થઈ ગયો. તે દિ એને સુખની ઉંઘ આવી.

* * *

શાહિસ્તખાન.

દિલ્હીનો બાદશાહ શાહજહાં માંદો પડ્યો. એને ચાર શાહજાદા. સૌથી નાનો ઔરંગઝેબ: ઔરંગઝેબ શૂરો ને મહાકપટી: બાદશાહની માંદગી સાંભળીને દિલ્હી દોડ્યો ગયો. એકદમ બધા સરદારોને ફોસલાવી પટાવી આડું અવળું કરી ગાદી ઉપર ચડી બેઠો:

બાપને કેદ કર્યા, ભાઇઓને મારી પીટીને ધણી–રણી થઇ ગયો. પછી તો એની હાક દસ દિશામા વાગી એક પછી એક બધા દુશ્મનને ઝબ્બે કરી લીધા દક્ષિણમાં દસ વરસ રહેલો શિવાજી મહારાજની રંગેરગ જાણે. એમને પાસરા કરવાની વાટ જોઇને બેઠો'તો, એમા ફરિયાદ આવી "શિવાજીના સરદારો આપણો મુલક ઉજ્જડ કરે છે ને રૈયત આગળથી કર ઉઘરાવે છે"

ઔરંગજેબે તરત કાગળ લખ્યો દક્ષિણના સુબા ઉપર મોકલી દીધો દક્ષિણનો સુબો શાહિસ્તખાન મહા જોરાવર હતો લડાઈ લડી લડીને ઘરડો થયો'તો. વીશ હજારની એની ફોજ હતી શિવાજીને પકડવા ચાલી નીકળ્યો.

મારગમા મરાઠા સૈન્યને હરાવતો, કિલ્લા લેતો ઠેઠ પુના આવી પહોચ્યો શિવાજી મહારાજની હવેલીમાં મુકામ કર્યો અચાનક હલ્લો ન થાય માટે બંદોબસ્ત કર્યો શહેરને નાકે નાકે ચોકી પહેરા બેસાડી દીધા

એ વખતે શિવાજી મહારાજને સિંહગઢ ઉપર શાહિસ્તખાન આવ્યાના ખબર મળ્યા પણ એવા જબરા લશ્કર સાથે ખુલ્લા મેદાનમા લડવુ ઠીક ન લાગ્યું નકામી સૈન્યની ખુવારી થાય, એટલે યુક્તિ કરી

તાનાજી ને યેસાજીએ બ્રાહ્મણનો વેશ પહેર્યો. પુના શહેરમા ગયા ખાનના સૈન્યની ને ઉતારાની બધી

વાત જાણી લીધી. બરાબર બીજે દિવસે જ તાનાજીના ઓળખીતાને ત્યાં લગન હતાં. જાનમાં પચાસ સાઠ માણસ આવવાનાં હતાં. ખાનનો પરવાનો લઇ રાખેલો: વાજાં વગાડવાની છૂટ લઇ લીધેલી. એને તાનાજીએ સમજાવી દીધો. પરવાનો લઇ સિંહગઢ પહોંચી ગયા. મહારાજને વાત કરી. તરત પચાસ સાઠ માવળા તૈયાર થઈ ગયા. અસલ બ્રાહ્મણનો વેશ પહેર્યો, હથીઆર-પડીઆર સંતાડી દીધાં. જાન જોડીને હાલ્યા. તાનાજી થયો વરરાજા. જરાક અંધારૂં થયું, કે પરવાનો બતાવીને ગામમાં ઘુસી ગયા.

આણીકોર ચેરાજીએ શું કર્યું કે સિંહગઢની સામી દિશાએ મારગમાં બળદ ઉભા રાખ્યા, ને હારમંધ ગોઠવી દીધા. પછી બળદને શીંગડે તેલવાળા કાકડા વીંટી દીધા. થોડાક કાકડા ઝાડની ઉંચી ઉંચી ડાળીએ બાંધી દીધા; અને પોતે પચાસ સાઠ માણસને લઇને ઝાડીમાં સંતાઈ બેઠો.

શહેરમાં સોપો પડી ગયો. અર્ધીક રાત ભાંગી; ધીરે ધીરે શરણાઈના સૂર નીકળવા માંડયા. લગનનાં ગીત શરૂ થયાં, તાનાજી દસ માવળાને લઇને ખાન-સાહેબની હવેલીની પછીતે ગયો; ગણેશીઓ લઇને માંડયો તોડવા. બે માણસ જાય એવડું ગામડું પાડ્યું. એક પછી એક અંદર ઘુસ્યા. ઓરડામાં જાય ત્યાં તો જનાનો: ખાનની બીબીઓ સૂતેલી: પગરવ સાંભળીને

જાગી ગઈ: જુએ તો આદમી: "ચોર ચોર" કેર રાડયો પાડવા માડી: શાહિસ્તખાનનો દીકરો તલવા લઇને દોડયો આવ્યો. ચોકમાથી પહેરેગીર આવ્યા. ધમા ચકડી મચી. ખાન ભાલો લઇને આવ્યો. ત્યાં તો તાના જીની તલવારે ખાનનો દીકરો પડયો દીવા–ખીવા ઓલવ નાખેલા એટલે ખાન તો આખો વીંચીને માડયો દેવા ત્યાં એના આગળાં કપાઈ ગયાં ને ભાલો પડી ગયો તલવાર લેવા દોડીને ઉપર ગયો. ખાન મરાણો જાણીને મહારાજ માવળા સાથે શહેર બહાર નીકળી ગયા.

થોડીવારમાં દગાની ખબર શહેરમા ફેલાઇ ગઇ ફોજ આખી જાગી ગઈ; હથીઆર લઇને શહેર બહાર નીકળી. મુગલને ભાળ્યાને શિવાજી મહારાજે સીટી વગાડી. યેસાજી તૈયાર જ હતો. તરત કાકડા સળગાવ્યા

· એક સરદારની નજર ગઇ ને કહે "આ શિવાજી જાય; જુઓ મશાલો સળગે. આખી ફોજ એણીકા ચાલી ગઈ; મહારાજ નિરાંતે સિંહગઢ પહોંચી ગયા ખાન હાથ ઘસતો રહ્યો!"

* * *

આભમાંથી વીજળી પડે એમ સુરત શહેરમાં ખબર પડી કે "શિવાજી આવે છે."

સુરત તો ચોરાશી બંદરનો ખાળો: દેશ પરદેશન

વેપારી સુરત વેપાર કરવા આવે. વિલાયતથી ગોરા આવે ને ઈરાનથી પારસી આવે.

સુરતની લૂંટ

ચીનથી ચીના આવે ને અરબસ્તાનથી આરબ આવે. ધન દોલતને પાર નથી. દુનિયા આખીમાં સુરત જેવું બંદર ન મળે. સુરત જેવા શેઠીયા ને સુરત જેવી મહેલ મહેલાતો ધરતીના પડ માથે ન મળે. સુરત તો સુરત; જાણે સોનાની સુરત!

સુરતનો સુબો એનાયતખાન. શિવાજીની સામે ચાલ્યો. પણ સુરત શહેરમાં રહીને મુગલ બધા મોજીલા થઇ ગયેલા. લડાઈનું નામ સાંભળીને ધ્રુજે. શિવાજીથી તો રાડય નાખે. પરાણે પરાણે તૈયાર થયા.

મધરાતને સુમારે શિવાજી મહારાજ સુરત ઉપર પડયા. એનાયતખાનનું લશ્કર ઘડીક લડયું–ન લડયું ને પલાયન કરી ગયું. ખાન પણ ભાગી છૂટયો.

સવાર પડી ને લૂંટ શરૂ થઇ. મારી મારીને નાણાં કઢાવવા માંડયા. ત્યાં તો મહારાજનો હુકમ છૂટયો:—

" લૂંટ બંધ ! "

એકદમ બધા અટકી ગયા. રાજમહેલના ચોગાનમાં ભેગા થયા. પછી મહારાજે દાંડી પીટાવી કે " જેટલા શેઠ શાહુકાર હોય એ ગજાપ્રમાણે ધન હાજર કરી દે. રાજીખુશીથી નહિ આપી જાય એને મારીકુટીને લેવામાં આવશે. "

સુરતનું મહાજન થયું ભેળુ સૌને ગળે વાત ઉતરી ગઈ. શક્તિ પ્રમાણે સૌ થેલીઓ ઠલવી આવ્યા કોઈ દસ લાખ તે કોઇ વીસ લાખ, કોઈ ઝવેરાત તે કોઇ હીરા માણેક. સાજ સુધીમા તો ધનના ઢગલા થઇ ગયા

મોટા મોટા શેઠ શાહુકારો બણી લીધા બધા આવી ગયા એકાદ બે રહી ગયા, એની પાસેથી પરાણે પડાવ્યા હિંદુ, મુસલમાન, પારસી–સૌ ભેટ ધરી ગયા. એક ગોરા ન આવ્યા: ન આવ્યા એટલુજ નહિ પણ તાપી નદીને સામે કાંઠે જઇને લડાઈની તૈયારી કરવા માંડ્યા.

શિવાજી મહારાજને કાને વાત ગઇ "ગોરા નથી આવતા ઉલટા લડાઈની તૈયારી કરે છે."

તાનાજીને પાચસો માણસો આપીને મોકલ્યો નદી કિનારે ગોરાની દુકાનો હારબંધ લાગી ગયેલી તાનાજીએ જઇને ધડાધડ તાળા તોડયા ચાર કરોડનો માલ ઉઠાવ્યો.

અઢળક ધન લઇને શિવાજી મહારાજ રાયગઢ પહોચી ગયા.

* * *

રાજા જયસિંહ સાઠ વરસનો ડોસો ઔરંગઝેબ બાદશાહનો મોટો–સૌથી મોટો–સરદાર બાર વરસનો હતો ત્યારથી બાદશાહની નોકરી કરે.

સુદાર બાજી

આજ પચ્ચાસ પચ્ચાસ વરસ થઈ ગયા. મોટી મોટી લડાઈઓ જીતી

મોટાં મોટાં ઇનામ લીધાં. એનાથી ઔરંગઝેબ પણ બીતો ફરે એવો માથા–ભારે સરદાર. બાદશાહે શિવાજીને પકડવા, રાજા જયસિંહને મોકલ્યો. સાથે સરદાર દિલીરખાન અને જબરું લશ્કર.

રાજાજી દક્ષિણમાં આવ્યા. આવતાં વેંત દિલીરખાનને પુરંદરગઢ જીતવા મોકલ્યો. દિલીરખાને તો પુરંદરને ઘેરી લીધો. તોપો ગોઠવાઇ ગઈ.

પુરંદરનો કિલ્લેદાર મુરાર બાજી હતો. બાજી પ્રભુ જેવો જ બહાદુર. ગઢ ઉપર બે હજાર માવળા હતા. એક દિ', બે દિ' કરતાં અઠવાડીઉં થઈ ગયું. દિલીરખાન વાટ જુએ છે. લાગ ફાવતો નથી.

એકવાર અધરાતે પચાસ માવળા લઈને મુરાર નીચે ઉતર્યો. ખાનના દારૂ ગોળામાં આગ લગાડીને ભાગ્યો. ભડ ભડ કરતી આગ આકાશે અડી. મોગલ આગ ઓલવવા રહ્યા ત્યાં મુરાર ગઢ ઉપર ચડી ગયો.

ચારેકોર ખેતર ઉજ્જડ કરી મેલ્યાં. ખાવા દાણો ન રહેવા દીધો. ખાન ખીજાઈ ગયો. બધુંય લશ્કર લઈને તૂટી પડ્યો. ગઢનાં તોતીંગ બારણાંય ખાનની રીસ આગળ ભાગીને ભૂકો થઈ ગયાં; હેઠેલો ગઢ તૂટ્યો; દરવાજાનાં બારણાં કડુડુડુ ભૂસ કરતાં તૂટી પડયાં. મોગલ ધુસ્યા, ભૂખ્યા વરુ જેવા. મુરાર તો લડી લડીને સિત્તેર વરસનો થયો'તો. એણે ચતુરાઈ વાપરી. નીચલા

ગઢમાં ઝવેરાત, લુગડાં ને ઉત્તમ જાતનાં પકવાન બધું મૂકી રાખેલું. મોગલ તો માંડયા લૂંટવા. ત્રણ ત્રણ દિવસના ભૂખ્યા તે મગજ પૂરી ઉપર ઉતરી પડ્યા. સરદાર દિલીરખાન ઘણો રાડ્યો પાડે, પણ સાંભળે કોણ? પહેલું પેટ, બીજું બધું પછી. સૌને થાય કે હું એક બટકું ખાઈશ, એમાં હારી જશું? બીજા કયાં નથી? એમ બધા ખાવામાં રહ્યા ત્યાં ઉપરથી મુરાર બાજી ત્રાટકયો. મોગલ સેના ખાવું પડયું મૂકીને જુદ્ધે વળગી. રંગ જામ્યો. મુરાર તો ખરો થઈને લડ્યો. મારતો મારતો ઠેઠ નીચે તંબુ સુધી પહોંચી ગયો. અહીં પાછળથી માવળાએ મોગલને મારીને ગઢ બહાર કાઢયા ને દરવાજો કર્યો બંધ.

અહીં તંબુ આગળ તાશેરો થયો. અભિમન્યુને કૌરવ ઘેરી વળ્યા'તા એમ મોગલ સરદાર મુરાર ફરતા ફરી વળ્યા. દિલીર તો જોઈ જ રહ્યો. એમાં મુરારની ઢાલ તૂટી. ઝટ કરતી ડાબા હાથની ઢાલ બનાવી લીધી. એક સાથે દસ દસ ઘા પડે છે, તોય વૃદ્ધ મુરાર પડતો નથી; મરણીયો થયો છે. શરીરના ટુકડે ટુકડા થઈ ગયા. માથું ઉડી પડયું. એમ મુરારે મરીને પુરંદર ગઢ રાખ્યો, અને ભગવો ઝંડો ફરકતો રહ્યો.

* * *

આગ્રામાં કેદ

રાજા જયસિંહ એક પછી એક કિલ્લા લેવા માંડ્યો. એના સૈન્યનો પાર નથી. એની બહાદુરી ને ચાલાકી પણ ઘણી. રાજા

જયસિંહની હાકે વિજાપુરની બાદશાહી ડોલવા માંડી.

શિવાજી મહારાજે વિચાર કર્યો કે આની સાથે લડવામાં માલ નથી. કળથી કામ લેવું જોઇએ. તરત કાગળ લખીને માણસ મોકલ્યો. સંધિ કરી નાખી. થોડાક કિલ્લા આપ્યા અને વિજાપુર સામે લડવામાં મદદ કરી. રાજા જયસિંહ બહુ રાજી થયો. બાદશાહને લખ્યું કે "તમારે શિવાજી જેવા શૂરવીરને સરદાર બનાવવા જોઇએ."

બાદશાહે કહેવરાવ્યું કે, "એ બહાદુર શિવાજીને જોવાની મને બહુ મરજી છે. એ મારા મિત્રને તરત અહિં મોકલો. મારા શાહજાદા જેટલું એનું માનપાન સાચવશું."

જયસિંહ રાજાએ કાગળ શિવાજીને આપ્યો. મહારાજે વાંચીને એક કોર મૂકી દીધો. એક અક્ષરેય ન બોલ્યા.

જયસિંહ રાજા સમજી ગયા.

"કેમ કાંઇ દગાની ગંધ આવે છે?"

"ઔરંગઝેબ છે. એનું કાંઇ કહેવાય નહિ."

"અરે પણ હું છું ને? તમારો વાળ વાંકો થાય તો મારે અફીણ ઘોળીને પીવું. પછી છે કાંઇ?"

શિવાજી મહારાજે તૈયારી કરી.

જતાં પહેલાં બધા કિલ્લા જાતે તપાસી આવ્યા.

બરાબર ગોઠવણ કરી દીધી. મોરોપંત પિંગળેને વડો પ્રધાન બનાવ્યો. જાલા સોનદેવને કારભારી નીમ્યા. જીજાબાઈની સલાહ લઈને રાજ ચલાવવા ભલામણ કરી. બધું કડે ઘડે કરીને નીકળ્યા.

સાથે તાનાજી, નેતાજી, યેસાજી, પ્રતાપરાવ ગુજ્જર એવા બહાદુર સરદારોને લઈ લીધા ચારસો મરાઠા સૈનિક. શિવાજી મહારાજની વાટ–ખર્ચી માટે એક લાખ રૂપિયા બાદશાહે આપ્યા'તા. રસ્તામાં ઉતારા પાણીની સગવડ ગામે ગામ. ઔરંગઝેબનો હુકમ થઈ ગયો કે "શિવાજીને શાહજાદા જેટલું માન આપવું. શહેરમાં એની સવારી કાઢવી. કોઈ વાતે એને ઓછું લાગવા દેવું નહિ."

મજલ દર મજલ, મજલ દર મજલ, કરતાં શિવાજી મહારાજ ઔરંગાબાદ પહોંચ્યા. ત્યાં જયસિંહ રાજા છાવણી નાખીને પડ્યા છે. શિવાજી મહારાજ તંબુમાં પેઠા. જયસિંહ રાજા ઉઠીને ચાર ડગલાં સામે લેવા ગયા. ઔરંગાબાદનો સુબો મળવા આવ્યો. ખૂબ પરોણા-ચાકરી કરી.

બીજે દિવસે ઔરંગાબાદથી સવારી નીકળી. વિસામા ખાતા ખાતા આગ્રા પહોંચી ગયા. પાદરમાં જ રાજા જયસિંહના કુંવર રામસિંહ અને સરદાર મુકલિસખાન વાટ જોઈને ઉભા છે. રામસિંહ મહારાજને રાજપૂતની રીતે ભેટ્યો. સરદારે તાજમ કરી:

જયસિંહ રાજાના બાગમાં ઉતારો આપ્યો. બાદશાહી બાગ. પડખે જ જમના નદી વહી જાય. સામે સુંદર તાજમહેલ દેખાય. બાગની વચ્ચોવચ્ચ હંસ જેવો ઉજળો મહેલ છે. બાગમાં ચંપો ચંપેલી, જાઈ જુઈ, મહેંદી રહ્યા છે. ફુવારા સુગંધી પાણી ઉડાડી રહ્યા છે. શોભાનો પાર નથી. સ્વર્ગ ખડું કરી દીધું.

અને મહેમાનગતીમાંયે મણા નથી. પાણી માગે ત્યાં દૂધ આપે. એક કહે ત્યાં એકવીશ હાજર થાય. શિવાજી મહારાજ ફરતી દોમ દોમ સાહ્યબી જમાવી દીધી.

દિવસ પછી રાત ને રાત પછી દિવસ વીતવા માંડ્યા. પંદર દિવસ વીત્યા.

એમ કરતાં કરતાં બાદશાહ ઔરંગજેબને ગાદીએ બેસવાનો દિવસ આવ્યો. આગ્રાશહેર ઈંદ્રની અમરાપુરી થઈ ગયું. ધજા પતાકા ને તોરણે શહેર શણગાર્યું. રાજમાર્ગ ઉપર ગુલાબજળ છંટાઈ ગયું. ગામેગામનાં લોક ઉલટ્યાં. બજારમાં હાલ્યાનો મારગ નથી. હૈયેહૈયું દળાય છે. સૌ રાજદરબાર જોવા જાય છે. કોઈ કોઈની સામે જોતું નથી.

અહીં શિવાજી મહારાજ તૈયાર થયા. રામસિંહે મહારાજ માટે હાથી શણગાર્યો. હેમની અંબાડીમાં રૂપેરી સિંહાસન મંડાવ્યું. શિવાજી મહારાજ, રામસિંહ ને તાનાજી હાથીએ ચડીને નીકળ્યા; સવારી ભર બજારમાં આવી ને લોક જોઈ રહ્યા.

અણીયાળી દાઢી, છોગાવાળો સાફો, તેજદાર આંખો ને નમણું નાક; ભેટમાં કટારી ને કેડે ભવાની તલવાર! લળી લળીને લોક જોવા માંડ્યા. એકે ઓળખ્યા ને બીજાને કીધું. "આ તો દક્ષિણનો વાઘ શિવાજી!" શિવાજીનું નામ પડયું ને પછી જોઈ લ્યો મજા! આખું શહેર જોવા મળ્યું. સાત સાત માળની અટારીએ શેઠ શાહુકારની વહુ દીકરીઓ જોવા મળી. અંબાડીમાં ફુલડાં ને મોતીડાંનો વરસાદ વરસ્યો. બાદશાહ ઔરંગઝેબની સવારી ઝાંખી પડી ગઇ. આજ તખ્તનશીનનો દિવસ છે એ વાત જ ભૂલી ગયા.

બાદશાહ તો બળી બળીને અર્ધો થઈ ગયો. ઘડીક તો ગાદી જવાની બીક લાગી. પણ ઉપાય નહોતો. મુંગો મુંગો બેસી રહ્યો.

ધીરે ધીરે દરબાર ભરાવા માંડ્યો. રાજા મહારાજા ને સરદારો; શેઠ શાહુકારો ને પટેલીઆ. બધા આવવા લાગ્યા. ઘડીકમાં તો દરબાર ચિકાર ભરાઈ ગયો. હીરાજડિત સિંહાસને બાદશાહ બેઠો છે. પહોળી દાઢી પંપાળે છે, ચારેકોર કરડી નજર ફેરવે છે; એમાં શિવાજી મહારાજ પહોંચ્યા. કચેરી જાણે ઝાંખી પડી ગઇ. ધીરે ડગલે સિંહાસન આગળ ગયા. બાદશાહને વિવેકથી સલામ ભરી. બાદશાહે સામી તાજમ કરી.

વજીરને હુકમ કર્યો કે "શિવાજીને સરદારોની હારમાં છેલ્લા ઉભા રાખો."

શિવાજીએ સાંભળ્યું; આંખનો ખુણો લાલ થયો. પણ ગમ ખાઈ ગયા. રામસિંહને કાનમાં કીધું કે "મારૂં અપમાન થાય છે. હું ત્યાં ઉભો રહેવાનો નથી."

બાદશાહ કહે: "શું કહે છે શિવાજી?"

"સરદારોની સાથે છેટલા ઉભા રહેવામાં એમને અપમાન લાગે છે."

"ક્યા?" બાદશાહનો સાદ ફાટી ગયો. "એક તો આટલાં તોફાન કર્યાં ને પાછું અપમાન! ત્યાંજ ઉભા રહેવું પડશે."

શિવાજી મહારાજ નરત જ દરબાર છોડી ગયા. રામસિંહ પણ ચાલ્યો ગયો. ઉતારે પહોંચ્યા.

ઔરંગઝેબે જોયું કે શિવાજી ખીજાણો છે. જરૂર એ કાંક ધાંધલ કરશે. કોટવાળ પોલાદખાનને બોલાવ્યો. શિવાજીને નંઝેર કેદ કરવાનો હુકમ કર્યો.

પોલાદખાન પાંચ હજાર સિપાઈ લઈને ઉપડ્યો. બાગ ફરતી દાઢીવાળાની વાડ કરી દીધી. ભરી બંધુકે મુગલ બેસી ગયા.

તાનાજીએ મહારાજને કીધું કે: "આપણને કેદ કર્યા લાગે છે." મહારાજ કહે: "ભલે કર્યા"

* * *

પંદરેક દિવસ ગયા ત્યાં મહારાજને જમનાનું પાણી ભારે પડયું. રાયગઢના કુવાનાં હળવાં પાણી પીધેલાં

એને નદીનું ભારે પાણી શે જરે ? ખાવા બેસે તો પુરૂં ખવાય નહિ; અન્ન ઉપર અભાવો થઈ

છૂટી ગયા. ગયો. મહારાજ સુકાવા મંડ્યા.

રામસિંહે તો વૈદ હકીમ તેડાવ્યા. નાડ તપાસી, પણ કારણ જડે નહિ મોટા મોટા રાજવૈદ જોઈ ગયા. પણ રોગ પરખાય નહિ. શરીર તો દહાડે દિએ લેવાતું જ જાય છે. એક દિવસ તો પથારીમાંથી ઉઠતાં તમ્મર આવી ગઈ; ભોંયે પડી ગયા. બધા દોડ્યા આવ્યા. રામસિંહે તો બાદશાહને ખબર મોકલ્યા. બાદશાહ આવી પહોંચ્યા. એને બીક પેઠી કે ક્યાંક મરી જશે તો પંચાત થશે. બીજું તો કાંઈ નહિ પણ આ મરાઠા હાથ નહિ રહે. બાદશાહના મોઢા ઉપરથી મહારાજ વાત જાણી ગયા. મહારાજે કીધું:

"બાદશાહ ! મારા બધા સૈનિકોને રજા આપી દ્યો, બે ત્રણ જણ જ રહે. બીજાનું કામ નથી."

બાદશાહને તો એટલું જ જોતું'તું. બધાને ખાધાખોરાકી આપીને વળાવ્યા.

ધીરે ધીરે દૂધ સિવાય બધો ખોરાક બંધ થઈ ગયો. રામસિંહે તો બ્રાહ્મણોને બોલાવ્યા. રૂદ્રીના પાઠ કરાવ્યા, મૃત્યુંજયના મંત્ર ભણાવ્યા. પણ કાંઈ વળ્યું નહિ.

એકવાર રામસિંહને પાસે બોલાવીને મહારાજે કીધું "હવે મારા છેવટના દિવસો છે, એટલે મારે જે

દાન પુન્ય કરવું છે તે કરી લઉં. ગામનાં ગરીબ–ગુરબાંને મારા તરફથી મીઠાઈ ને ફળ વહેંચો. સૌની આંતરડી ઠારો એટલે મારી સદ્‌ગતિ થાય."

રામસિંહે તો મીઠાઈના ટોપલા ને ફળના કંડીયા મંગાવ્યા. મહારાજ બબ્બેને હાથ અડાડે ને પછી શહેરમાં મોકલી દે. સાંજ પડયે શહેરમાં કોઇ ભૂખ્યું સૂવે નહિ.

દરવાજે પહેરેગીર ટોપલા તપાસે. અંદર જુએ તો મીઠાઇ ને ફળ: બીજું શું હોય? એમને એમ બીજા પંદર દિવસ વીતી ગયા. મહારાજને જરા ઠીક થવા માંડયું. થોડુંક દૂધ વધારે લેવાય, ફળ ખવાય. વળતાં પાણી થયાં; મોઢા ઉપર લાલી આવી. તબીઅત સુધરવા માંડી. એમ એમ તો વધારે ને વધારે મીઠાઇ વહેંચવા માંડ્યા મહિનો થઈ ગયો. પહેરેગીર તપાસતા બંધ થયા. રોજ રોજ કોણ તપાસે?

એક દિવસ લાગ મળી ગયો. બે મોટા ટોપલામાં શિવાજી મહારાજ ને મોટા કુંવર શંભાજી બેસી ગયા! ઉપર ફળ ગોઠવી દીધાં! તાનાજી ને યેસાજી થયા મજુર! માથે ઉપાડીને હાલ્યા. નીકળી ગયા ગઢ બહાર! ટોપલામાંથી નીકળીને માંડ્યા ભાગવા, તે આજની ઘડી ને કાલનો દિ!

* * *

શિવાજી મહારાજ મથુરાં પહોંચ્યા. પ્રધાન મોરો–

પંતના સગા કાશીપંત ત્યાં રહે. સંસ્કૃત પાઠશાળાના મોટા આચાર્ય. મહા વિદ્વાન શુદ્ધ દક્ષિણી બ્રાહ્મણ. મહારાજ એમને ઘેર ઉતર્યા. કાશીપંત તો અર્ધા અર્ધા થઇ ગયા. મહારાજ મારે ઘેર કયાંથી! ઝટપટ રસોઇ કરાવી.

કાશીપંત

મહારાજે સ્નાન કર્યું. જમવા બેઠા. કોળીયો ભરે છે ત્યાં ડેલીને બારણે ધડાધડ બંદુકના કુંદા વાગ્યા. કાશીપંતે બારણું ઉઘાડી નાખ્યું. જુએ તો પચીશ ત્રીશ મુસલમાનો ભરી બંદુકે આવ્યા છે. કાશીપંતને જોઈને સરદારે ત્રાડ નાખી "કયાં છે શિવાજી?"

કાશીપંત બહુ શાંત આદમી હતા. જરાય ગભરાણ વગર જવાબ દીધો. "મારે ઘેર શિવાજી કેવા?"

"ત્યારે મહેમાન કોણ છે?"

"મહેમાન કોઇ નથી. મારો દીકરો છે. આજ બાર બાર વરસે કાશીએથી ભણીને આવ્યો છે."

સરદાર એમ માને એવો નહોતો. અંદર ઘુસ્યો. મહારાજને દીઠે તો ન ઓળખે. પણ છેટે જમવા બેસારેલા એટલે વહેમ પડ્યો. એટલે ડોળા ફાડીને પૂછ્યું– "સગા દીકરાને આમ છેટે ખાવા બેસારતા હશો, કેમ?"

કાશીપંત ખડખડાટ હસી પડ્યા. સરદારને કહે "આવ ઘરમાં, એક થાળીમાં જમીયે, પછી છે કાંઇ?"

થાળી પીરસાવી. શિવાજી મહારાજ સાથે એક

ચાળીમાં જમ્યા. સરદારનો વહેમ ટળી ગયો. મહારાજનો જીવ બચી ગયો !

બીજે જ દિવસે શિવાજી મહારાજે વેશ બદલ્યો. માથે મોટી જટા રાખી. ડીલે રાખ ચોળી. હાથમાં મોલો ધોકો રાખ્યો. ધોકામાં સોના મહોર ભરી લીધી.

તાનાજી થયો ચેલો. શંભાજીને કાશીપંતને ઘેર રાખીને ગુરુ શિષ્ય ચાલી નીકળ્યા. અહાલેક ! અહાલેક ! કરતા કાશીએ પહોંચ્યા. ત્યાંથી જાત્રા કરતા કરતા કોઇને ખબર દીધા વગર અચાનક રાયગઢ આવી પહોંચ્યા.

મા જીજાબાઇ મોરોપંત સાથે વાતો કરે છે, ત્યાં મહારાજ આવીને પગમાં પડી ગયા. ઘડીક તો જોઈ રહ્યા. મહારાજે ઉંચું જોયું ત્યાં ઓળખી ગયાં. એકદમ બેઠા કર્યા. માથે હાથ મૂકયા. મોરોપંત તાનાજીને ભેટી પડ્યો. ગઢમાં ખબર પહોંચી ગયા ! ગઢ ઉપરથી તોપો વછૂટી. ગામે ગામ આનંદ ઓચ્છવ થઇ રહ્યો. ઘેર ઘેર લાપશીનાં આંધણ મૂકાઇ ગયાં !

* * *

તાનાજીને આંગણે મીઠી જીભની શરણાઇઓ ગુંજી રહી છે. તાનાજીનો દીકરો રાયજી પરણે છે. ચોકમાં રૂપાળો-માંડવો નાખ્યો છે. નાનકડો માણેકથંભ રોપ્યો છે ઘર આખું નવું થાય છે. ધોળ દેવાય છે ને ચાકળા

તાનાજી

ચોડાય છે. માંડયું ગોઠવાય છે ને રંગોળી પૂરાય છે. તાનાજીના હરખનો પાર નથી.

તાનાજી શિવાજી મહારાજનો જમણો હાથ, નાનપણનો ગોઠીયો ને શૂરો સરદાર; મહારાજ પોતે લગનમાં આવવાના છે.

સવારને પહોર તાનાજી દાતણ કરે છે. મરવાનોયે વખત નથી. કામ કામ ને કામ. દીકરો પરણાવવો છે ને! દાતણ કરતો કરતો હુકમ છોડે છે; એવામાં આથમણી કોરથી ઘોડેસવાર આવ્યો. નમન કરીને તાનાજીના હાથમાં કાગળ મૂકયો. કાગળ ઉપર "છત્રપતિ શિવાજી મહારાજ" ની મહોર મારેલી.

તાનાજીએ કાગળ ફોડ્યો. પૂરો વાંચ્યો ન વાંચ્યો, ને બેઠો થઈ ગયો.

"સૂર્યાજી! ઘોડાં સાબદાં કરો. મહારાજ બોલાવે છે." ઘરમાં જઈને ઢાલ તરવાર બાંધ્યાં; ત્યાં તો શેલાર મામા આવી પહોંચ્યા.

"કેણીકોર, ભાણાભાઈ?"

"મામા! મહારાજ બોલાવે છે."

"લે ગાંડો થામાં. આ ચાર દિ પછી લગન છે ને મહારાજ બોલાવે નહિ. કાંઈક વાંચ્યા ફેર થઇ ગયું હશે."

તાનાજીએ મામાના હાથમાં કાગળ મૂકી દીધો. કાગળ વાંચ્યો ને મામા થંભી ગયા. નક્કી લગનમાં વિઘન

આવ્યું. પણ એ તો શેલાર મામા. ધોળી પૂણી જેવી મૂછો આમળતા આમળતા કહે: "હાલ્ય ત્યારે હું યે ભેગો આવું છું."

"ભલે મામા. થાઓ તૈયાર."

કામ રેઢાં મૂકીને મામો ભાણેજ ચાલી નીકળ્યા.

રાજગઢને દરવાજે શિવાજી મહારાજ ઉભા છે. તાનાજીની વાટ જોવાય છે. સૂરજ આથમ્યો. અંધારૂં થયું. હજી તાનાજી ન આવ્યો. ત્યાં શેલાર મામાનું શેલું દેખાણું. તાનાજીનો તેજી ઘોડો પાછળ કુદતો આવે છે. મહારાજે અસવાર ઓળખી લીધા. દોડીને સામે ચાલ્યા. બથમાં ઘાલીને ભેટ્યા.

સૌ ગઢમાં આવ્યા.

સામે વૃદ્ધ માતુશ્રી બેઠાં બેઠાં માળા ફેરવે છે. તાનાજી જઈને પગમાં પડ્યો. સૌ બેઠા એટલે મહારાજે કીધું:—

"તાનાજી! હું તો તને લગનમાંથી નહોતો બોલાવવાનો, પણ બા કહે કે તાનાજી વગર કાંઈ નથી કરવું. ઈ ગઢ બહુ જબરો છે."

"કયો ગઢ?"

"સિંહગઢ."

"ઓહો! સિંહગઢ તો ઓલ્યો ઉદયભાણ છે, તે ને? એમાં કઈ મોટી મોથ મારવી'તી."

"પણ તારે ઘેર લગન છે ને!"

"હવે લગન તમે કરજો"

રાતોરાત તૈયારી કરી એક હજાર માવળા લીધા. કેવા એ માવળા! ડુંગરામાં રખડી રખડીને વજ્જર જેવી જેની કાયા છે અંગ ઉપર એક લંગોટી ને માથે કાળી કામળી ભોજનમાં ભાખરી ને ડુંગળીનો દડો. અને ધણી માટે, દેશ માટે માથા ઉતારી દે એવા! માવળા તો માવળા!

શેલારમામા ને ભાઈ સૂર્યાજી પણ સાથે ઉપડ્યા.

રાજગઢથી સિંહગઢ સુધી સહ્યાદ્રિ પથરાઈ પડ્યો છે નદી નાળા, ખાડા ટેકરા, ઝાડીનો તો પાર નથી. અજાણ્યો માણસ ધોળે દિએ ભૂલો પડે, પણ માવળાએ તે ડુંગરા પગ હેઠેથી કાઢી નાખ્યા છે રાત દિ ગણ્યા વગર હાલ્યા જાય છે હરણીયાની જેમ ઠેકયે જાય છે.

સિંહગઢની તળેટીમાં છાવણી નાખી. મહા મહિનો હતો કાળી ઘોર રાત કાળજા ફફડાવે એવી ટાઢ કાળી કામળ ઓઢીને સૈનિકો પડ્યા છે ગઢ ઉપર પાંચ હજારની સેના છે પંચ હજાર કેવા! રાઠોડ ને મુગલ. એમાં સિંહગઢ જેવો મજબુત કિલો પચાસ માણસ પાંચ હજારને ભારે પડે એવી ગઢની બાંધણી ઉંચુ જોયે ડોક રહી જાય એટલો ઉંચો.

તાનાજીએ સૈન્યના બે ભાગ પાડી નાખ્યા. એક ભાગ સૂર્યાજીને આપ્યો. એને પાછળના કલ્યાણ દરવાજે

મોકલ્યો. શેલાર મામા સાથે પોતે ગઢ ઉપર ચડવા માડ્યો. ઝાડની ડાળીઓ ઝાલી ઝાલીને ચાર પગે ચડવા માંડ્યા અંધારી રાતે એમને બધુ સૂઝે. તાનાજી ગઢ ઉપર જવાનો મારગ શોધે પણ ચારે કોર મોટી મોટી કરાડો સીધી ભીંત જેવી નજર કરતાં કરતાં એક જબરી શિલા જોઇ, એને માથે જવાય તો ગઢ ઉપર ચડવું સહેલુ થઇ જાય પણ શિલા ત્રણ માથોડા ઉંચી હાથ કેમ અંબાય? તરત ચંદન ઘો કાઢી. એનુ નામ જશવંતી. જ્યાં મારે ત્યા ચોટી જાય. શેલાર મામાએ લઇને કર્યો ઘા. પણ કોઈ દિ નહિ ને આજ ઘો પાછી પડી!

મામા નિરાશ થઈ ગયા: "તાના! અપશુકન થાય છે. જશવંતી પાછી પડી. આજ રહેવા દે. કાલ વાત"

"અરે મરદને તે શુકન–અપશુકન હોતાં હશે!" એમ કહેતાકને તાનાજીએ ઘોનો ઘા કર્યો. 'ચડાક' ચોટી ગઈ. પૂછડીએ દોરી બાંધેલી ઝાલીને કટ કટ ઉપર ચડી ગયો પછવાડે સિત્તેર વરસના મામા ચડી ગયા. પછી તો આખી ટોળી. ગઢ ઉપર પહોંચ્યા. કુદી કુદીને ગઢમાં પડ્યા. બિલાડી જેવા પગ. ધબકારો થવા ન દીધો. 'ચણુ પણુ', 'ચણુ પણુ' કરતા ઘુસ્યા.

ત્યાં તો એક રજપૂતની નજર પડી.

"કોણ છે. એલા!"

તાનાજીએ તલવાર ચલાવી માથું જઇ પડ્યું.

'વોય' કરતો રજપૂત પડ્યો. રાડ સાંભળીને બીજા દોડ્યા આવ્યા. દેકારો બોલ્યો.

રજપૂતો ઉતરી પડ્યા. દીન! દીન! કરતા મોગલ દેવા માંડ્યા. માવળા તો તૈયાર જ હતા. લડાઈ જામી. ઉદયભાણ ઝબકીને જાગી ગયો. રીડ સાંભળી: તલવાર લઈને દોડ્યો. સૈન્ય વચ્ચે શાતોક ને તાનાજી સામે આવ્યો. વીજળીને ઝબકારે તલવારો વીંઝાવા માંડી. બેય શૂરા છે. પટ્ટાના સાધેલ છે. એક બીજાના માથાના છે. જોત જોતામા હાથ પગનાં બટકા ઉડવા માંડ્યાં. બેયના શરીરમાં લોહી નીતરી રહ્યાં છે. કોઈ પાછો હઠતો નથી. એમાં તાનાજીની ઢાલ ભાંગી. ધાબળાની ઢાલ બનાવી લીધી. હાથના કુચા થવા માંડ્યા. જોર ઘટવા માંડ્યું; ઉદયભાણએ દાંત ભીંગીને તલવાર ઝીંકી. તાનાજીની ખોપરી ફાટી ગઈ. ધડ દઈને હેઠે પડ્યો. પણ પડતાં પડતાં છેલ્લો ઘા કરી લીધો. ઉદયભાણ જનોઇવઢ વેતરાઇ ગયો.

મોગલ ને રજપૂત જોર કરીને ઝીંક બોલાવે છે. માવળા મરવા માંડ્યા. શેલાર મામા ખરા થઈને અડી પડ્યા છે, પણ કારી ફાવતી નથી. મોગલ સૈન્ય જીત ઉપર આવ્યું છે. માવળા મરી ખુટવાની તૈયારીમાં છે. ત્યાં તો....

"શિવાજી મહારાજકી જય!"ની ગર્જના કાને પડી.

પાચસો માવળા લઈને સૂર્યાજી તૂટી પડ્યો. શેલાર મામાએ જય ઉપાડી લીધી. મોગલ સૈન્યમાં ભંગાણ પડ્યુ. રણ મૂકીને ભાગ્યા શરણે આવ્યા. એને લઈને શેલાર મામા ને સૂર્યાજી રાજગઢ પહોચ્યા. મહારાજ વાટ જોઈ રહ્યા છે તાનાજી જીત કરીને આવે છે, એટલે મોટો ઉત્સવ રાખ્યો છે સૂર્યાજી મહારાજને પગે પડ્યો. મામાએ રામરામ કર્યા, એટલે મહારાજે પૂછ્યુ.—

"મામા, તાનાજી કેટલેક છે?"

સૌ અવાક થઈ ગયા મોપર શાહી ઢળી ગઈ. જાણે પત્થરના પૂતળા! શેલાર મામાની આખ ભીની થઈ. મહારાજ સમજી ગયા નક્કી તાનાજી પડ્યો હૈયુ ભરાઈ આવ્યુ આખના આસુ હૈયામા જ રહી ગયાં. મહારાજનુ અતર પોકારી ઉઠ્યુ.—"ગઢ આવ્યો, પણ સિંહ ગયો!"

* *

સુરત શહેર શુનકાર પડ્યુ છે. તાપીને કિનારે ગોરા લોકની દુકાનો ઉઘાડી પડી છે. કાળો કાગડોય નથી ઉડતો

ગોરો જુવાન શિવાજી મહારાજે ફરી સુરત ઉપર છાપો માર્યો ને લૂટીને રાયગઢ પહોચી ગયા. પણ ધાક એવી બેસી ગઇ છે કે હજી ગામમા કોઈ પગ નથી દેતું.

બીજે દિવસે બધાને ખાત્રી થઇ ગઇ. સૌ પોતપોતાનાં ઘર સંભાળવા માંડ્યાં. અંગરેજો તાપી નદીને કાંઠે કાંઠે ભાગી ગયેલા: બીતા બીતા ગામમાં આવ્યા. દુકાનનો માલ તપાસવા માંડ્યા. એક જોવા માંડ્યો; બીજો મખમલના તાકાનો હિસાબ કરવા માંડ્યો; કોઈ ઝવેરાત શોધવા લાગ્યા તો કોઇ ચોપડા લઈને બેસી ગયા.

એમાં એક ગોરો જુવાન હતો. એ તો ચારેકોર ફેંદવા માંડ્યો. તાકા વીંખ્યા ને ચોપડા ફગાવી દીધા. ગાંડાની જેમ ચારેકોર ભીંતે ટગર ટગર જોઈ રહ્યો છે. એના કાકાની નજર ગઇ:

"શું ખોવાણું, છોકરા ?"

"મારી માની છબી !"

એટલું બોલતાં તો જુવાનની આંખ ભીની થઈ ગઈ. હૈયું ભરાઇ ગયું. આંખમાંથી ડળક ડળક આંસુ ખરી પડ્યાં.

કાકો તો જમ જેવો હતો. રાડ નાખી.

"એમાં રોવા બેઠો છો ? એ તો લૂંટી ગયા. ચાલ ઉઠ: આ તાકા ગોઠવવા માંડ."

નિસાસો નાખીને જુવાન ઉઠ્યો. તાકા ગોઠવ્યા પણ એને ગોઠતું નથી. એની જીવથી વ્હાલી છબી લૂંટાઈ ગઈ ! એમાંયે મરેલી માની છબી ! સંભારી સંભારીને પાણીડાં પાડે છે. સાંજે વાળુ ન ભાવ્યું. રાતે ઉંઘ ન.

આવી. વિચાર થાય કે શિવાજીને પગે પડીને લઈ આવું; પણ એ કાળ શે માને ? વળી ઉદાસ થઈ જાય. એમ ને એમ બે દિવસ વહ્યા ગયા.

જુવાનને એક નોકર હતો. એનું નામ ગોપાળ. ગોપાળને જુવાન ઉપર દયા આવી. એણે બનતી મદદ કરવા વચન દીધું. કાકાને પૂછ્યા વગર અધરાતે, જુવાન ગોપાળ સાથે રાયગઢ પહોંચ્યો.

ગઢના દરવાજામાં પેસવા જાય છે ત્યાં પહેરેગીરે આડો ભાલો ધર્યો. "હથીઆર છોડી નાખો."

"હથીઆર નહિ છૂટે, થાય ઈ કરી લે."

તરત બેયને કબજે કરી લીધા. હથીઆર લઈ લીધાં ને ઉપાડ્યા મહારાજ પાસે. ગોરા જુવાનને તો એ જ કામ હતું.

સાંજને વખતે મહારાજ બેઠા છે. મહેલને ઓટલે શેતરંજી બિછાવીને જામ્યા છે. પડખે બે ટોપલા પડ્યા છે. ટોપલામાં જાત જાતનાં ફળ–સીતાફળ ને રામફળ, કેળાં ને સક્કરજન, નારંગી ને સંતરાં; નાનાં નાનાં ટપુડીયાં છોકરાં મહારાજ ફરતાં ફરી વળ્યાં છે. કોઈ નારંગી માગે તો કોઈ સંતરૂં માગે, કોઈ કેળું તો કોઈ સીતાફળ. મહારાજ ફળની લૂંટ કરાવે. ઓટલા ઉપર તો મોટી સભા ભરાણી છે. મહારાજ હસી હસીને વાતો કરે છે. એમાં એક નાગોડીયો છોકરો સીતાફળ લઈને ભાગ્યો.

મહારાજ કહે: "એલા પકડો એને!"

ભર્રર્રર્ર ભુસ બધા દોડ્યા. બરાબર બાંધીને લઈ આવ્યા. મહારાજે હસતાં હસતાં એક થપાટ લગાવી દીધી. ઓટ્યો તો દાંત કાઢતો કાઢતો સીતાફળ ખાઇ ગયો. એવી એવી ગમ્મતો ચાલે છે.

ગોરા જુવાને છેટેથી મહારાજને ભાળ્યા. એને થયુ કે આ કોણ? આ શિવાજી? હોય નહિ. આ તો છોકરાં સાથે ગેલ કરે છે. ત્યાં પ્રહેરેગીર જઈને મહારાજને પગે પડ્યો. જુવાનને હિંમત આવી. બધી વાત કરી. મહારાજ કહે "એમાં શું? છબીના થાય એટલા પૈસા આપીને લઈ જાઓ."

પણ આ જુવાનીઆ પાસે તો પાઇએ ન મળે. વળી ઉદાસ થઇ ગયો; મહારાજને કહે: "મને બે દિવસ ગઢ ઉપર રહેવા દેશો?"

"બે શું કામ ,ચાર દિ રહોને!"

જુવાને તો આખો ગઢ જોયો. બે દિવસ વીતી ગયા. છબી મળવાની કાંઈ આશા ન રહી. સાંજને પહોરે ગઢની રાંગે ફરવા નીકળ્યો. આમ સામે મુંબઇ બેટ દેખાણો: વિલાયત સાંભર્યું: મરી ગયેલી મા સાંભરી: છબી સાંભરી: જુવાન રોવા જેવો ... ... ...... સામે જોઇ રહ્યો છે, એમાં..........

"દગો, દગો!" એવો અવાજ કાને પડયો. આમ નીચે નજર કરે તો એક મરાઠા ઉપર ત્રણ મુસલમાન તૂટી પડયા છે. મરાઠો વીર વીજળી વેગે તલવાર વીંઝે છે. પણ સામે જમ જેવા ત્રણ જણા છેઃ એક પળમાં જુવાન ઉઠયો. દોડીને પહોંચ્યોઃ એક ઘાએ એક જણને સુવાડયો. ત્યાં તો મરાઠા સૈનિકે એક જણને પૂરો કરી નાખ્યો. ત્રીજો ઝાડીમાં ભરાઇ ગયો.

"જુવાન! આજ તેં મારો જીવ બચાવ્યો."

જુવાન શાદ વરતી ગયો.

"કોણ, મહારાજ........"

પગમાં પડી ગયો. મહારાજ એને મહેલમાં તેડી ગયા. બીજે દિવસે ભર સભામાં જીવ બચાવ્યાની વાત કરી. બધા જુવાન સામે જોઈ રહ્યા. મહારાજ કહેઃ—

"જુવાન! જે જોઇએ તે માગી લે."

એક પળનો પણ વિચાર કર્યા વગર જુવાને માગ્યુંઃ "આપનારાજ્યમાં અંગરેજને વેપાર કરવાની છુટ આપો."

"અરે જુવાન! તારે તો તારી માની છબી જોઇએ છીએ ને!"

"ના. ના. મહારાજ! મારો દેશ બહુ ગરીબ છે. અમને વેપાર કરવાની છુટ આપો."

શિવાજી મહારાજે ગોરા લોકોને વેપારની છુટ આપી; અને જુવાનની માની છબી મગાવી. જુવાનના

હાથમાં છબી મૂકી: ગળામાંથી નવલખો હાર કાઢીને જુવાનને પહેરાવી દીધો! જુવાનનું હૈયું કોઈ ન સાંભળે એમ બોલ્યું:

"વાહ! શિવાજી મહારાજ!"

* * *

રાયગઢ ફરતા પાંચ પાંચ ગાઉમાં તંબુ તણાઇ ગયા: દેશ પરદેશના રાજા મહારાજા ને સરદારો આવીને ઉતર્યા: કાશી ને ઉજ્જૈનથી મોટા મોટા પંડિતો આવ્યા. સુરત શહેરથી શેઠ શાહુકારો આવ્યા. હિંદુ ને મુસલમાન: પારસી ને ફિરંગી: સૌ આવ્યાં: માણસ ક્યાંઈ માતું નથી: શિવાજી મહારાજ ગાદીએ બેસે છે!

રાજ્યાભિષેક.

રાજમહેલના ચોગાનમાં જબરો મંડપ ઉભો કર્યો છે. મહારાજ માટે આખા સોનાનું સિંહાસન ગોઠવ્યું છે. મંડપમાં મખમલના ગાલીચા બિછાવ્યા છે. શોભા કરવામાં કાંઈ બાકી રાખી નથી.

જેઠ મહિનાની અજવાળી તેરશ આવી. આજ ગાદીએ બેસવાનું મૂરત છે. સૂરજ ઉગીને સમો ન થયો ત્યાં મંડપ ચિકાર ભરાઈ ગયો. બીજા પહોરનાં ચોઘડીયાં ગગડયાં ને મહારાજે મંડપમાં પગ મૂકયો. આખી સભા ઉભી થઇ ગઇ: કાશીના મહાપંડિત ગગાભટ્ટે મંગળમંત્ર ઉચ્ચાર્યા. મહારાજ સિંહાસને બિરાજ્યા

ને એક લાખ માણસની મેદનીએ ગર્જના કરી:

"શિવાજી મહારાજકી જય!"

અને તરત જ ગઢ માથેથી હુડુડુડુડુ ધુભ્ભાંગ! ધુભ્ભાંગ! ધુભ્ભાંગ! કરતી એકસો ને આઠ તોપો ફુટી. ચાર હજાર બ્રાહ્મણોએ મહારાજને આશીર્વાદ દીધા. ચારણભાટે કવિત લલકાર્યાં. સભાજનોએ ફુલનો વરસાદ વરસાવ્યો.

મહારાજ ઉઠીને માને પગે પડયા. આવો કમીં દીકરો જોઇને માની આંખમાં હરખનાં આંસુ આવ્યાં. પછી મહારાજ પદવીઓ આપવા માંડયા. આઠ પ્રધાનનું પ્રધાનમંડળ ગનાવ્યું. મોરોપંત પિંગળે વડો પ્રધાન. નીલોજી પ્રધાન. હંબીરરાવ સેનાપતિ. અન્નાજી મજમુદાર. દત્તાજી કારભારી. સોનોપંત પરરાજ્ય-મંત્રી. બાલાજી પંડિત ન્યાયાધીશ. મોરેશ્વર પંડિતરાવ. એ રીતે રાજ્યની એવી પાકી ગોઠવણ કરી કે દુશ્મનની નાખી નજર પહોંચે નહિ.

દાન-દક્ષિણાનું તો પૂછવું જ શું? પોતાના શરીરની ભારોભાર સોનું જોખાવીને મહારાજે વહેંચી દીધું; બીજાં નાનાં મોટાં દાન પણ અઢળક કર્યાં: બ્રાહ્મણો ને ગરીબ ગરબાંઓના હરખનો તો આજ પાર નથી.

જમવાનો વખત થતાં દરબાર વિખરાણો. ફરી એકવાર "શિવાજી મહારાજકી જય" બોલાવીને ડુંગરા ડોલાવ્યા.

* * *

વિજાપુરનો બાદશાહ આદિલશાહ મરી ગયો. શાહજાદો નાનો હતો. સરદાર બહિલ્લોલખાન ધણીરણી થઈ પડયો. બહિલ્લોલને શિવાજી ઉપર બહુ દાઝ.

પ્રતાપરાવ.

જમરૂં લશ્કર તૈયાર કર્યું. સીધો પન્હાળગઢ માથે પડયો. મોગલ બાદશાહને કહે: "મદદે આવજો. શિવાજીને પૂરો કરી નાખીએ."

શિવાજી મહારાજને રાયગઢ ખબર મળ્યા. સેનાપતિ પ્રતાપરાવ સૈન્ય સાથે ચાલી નીકળ્યો. પ્રતાપરાવ મહા જોરાવર હતો. બહિલ્લોલખાનના માથાનો. એણે પન્હાળગઢનો મારગ મૂકયો પડયો, ને સીધા વિજાપુરને દરવાજે ટકોરા દીધા! વિજાપુરના સૈન્યને ગભરાવી નાખ્યું. દરવાજા બંધ થઇ ગયા. બહિલ્લોખાનને માનતે ઘોડે ખબર મોકલ્યા.

બહિલ્લોલ તો વાત સાંભળીને રાતોપીળો થઈ ગયો. એકદમ ઘેરો ઉઠાવ્યો: વિજાપુર જવા નીકળ્યો. પ્રતાપરાવ તો વાટ રોકીને બેઠો: ડેરા તંબુ લગાવી દીધા. મધતંબુને માથે ભગવો ઝંડો ઝપેટા લે છે. સૈનિકો ગુલતાન મચાવે છે.

બહિલ્લોલખાન આવ્યો. આવતાં વેંત મોરચા માંડયા. કડીંગ ધીંગ! કડીંગ ધીંગ! રણ-વાદ્ય વાગ્યાં ને.

મરાઠા ઉભા થઈ ગયા. ઘોડા ઉપર કામળા નાખીને ઝંઝાઝમ ચડી બેઠા. તલવાર ખેંચતાકને ઉતરી પડયા. બે પહોર લડાઇ ચાલી. ખુનખાર લડાઈ: પ્રતાપરાવે વચ્ચેથી એક ટુકડી રવાના કરી દીધી. ખાનની ફોજને અન્નપાણીના તુટા પડયા. ખાન પાણી પાણી પોકારે છે. પણ પાણી ન મળે. એક કોર સૈન્યનો ઘાણ નીકળે. અહિં તરશે જીવ જાય છે. ખાનની હિંમત ખુટી ગઈ. ખડીઓ કલમ લઈને કાગળ લખ્યો "આ ફેરે જવા દ્યો. ફરીવાર મરાઠાનું નામ નહિ લઉં !"

પ્રતાપરાવ ભોળવાઇ ગયો. એકદમ ધોળી ધજાઓ ચડાવી દીધી. લડાઈ બંધ પડી. હથીઆર મ્યાન થયાં. ખાન પ્રતાપરાવનાં વખાણ કરતો કરતો ચાલ્યો ગયો.

શિવાજી મહારાજને ખબર મળ્યા કે ખાન લાગમાં આવ્યો'તો ને જવા દીધો. મહારાજ ખાનને રગેરગ ઓળખે: નક્કી એ બમણું સૈન્ય લઇને આવશે. પ્રતાપરાવને કહેવરાવ્યું કે "ખાનની ખો ભૂલાવ્યા વગર મને મોઢું બતાવશો નહિ." પ્રતાપરાવના હાથમાં કાગળ આવ્યો ને બીજી કોરથી સમાચાર મળ્યા કે ખાન આપણી રૈયતને રંજાડે છે. પ્રતાપરાવે પાણી મૂકયું કે ખાનને માર્યા વગર મહારાજને મોઢું નહિ બતાવું."

એકદમ સૈન્ય ઉપાડયું.

જેસુરી આગળ ભેટો કરી દીધો. આડું અવળું જોયા વગર તૂટી જ પડયો. બહિલ્લોલખાન તૈયાર જ

હતો. જંગ જામી ગયો. રાતદિવસ ઉતાવળી મજલ કરીને મરાઠા સૈનિક થાકી ગયા છે; તોય મરણીયા થઈને ઝુઝે છે: પ્રતાપરાવ તો ગાંડો થઇ ગયો: રણમાં દમસાણ મચાવતો ખાનને ગોતે છે. ખાન તો તંબુમાંથી બહાર શેનો નીકળે? એણે તો બરાબર લાગ જોઈને ત્રણસો પઠાણને પ્રતાપરાવ ઉપર છોડી મૂકયા. ત્રણસો પઠાણ સામે પ્રતાપરાવ એકલો ઝુઝવા માંડયો: એનું પરાક્રમ સૂરજ-નારાયણ જોઈ રહ્યા. સાંજ પડવા આવી: પચીસેક પઠાણને પડખામાં લઇને પ્રતાપરાવ રણમાં જ પોઢી ગયો!

મરાઠી સૈન્યમાં હાહાકાર વર્તી ગયો. સેનાની છાતી ભાંગી ગઇ. હારવાની અણી ઉપર છે એમાં ઈશ્વરે લાજ રાખી: સરદાર હંસાજી પાંચસો સવાર લઈ સાવંતવાડી જાય. પ્રતાપરાવ પડયાના ખબર મળતાં દોડયો આવ્યો. 'શિવાજી મહારાજકી જય' કરીને ઉતરી પડયો. તાજું લશ્કર આવ્યું ને રંગ બદલાઈ ગયો. બહિલોખાન જીવ લઇને ભાગ્યો. ઠેઠ વિજાપુરના ઝાંપા સુધી તગડી મૂક્યો.

પ્રતાપરાવના શબને પન્હાળગઢ લાવ્યા. મહારાજને ખબર મોકલ્યા. શોકનો પાર ન રહ્યો. તાનાજી જેવો જ વીર ને બાળપણનો ગોઠીયો. તાનાજી ને પ્રતાપરાવ તો મહારાજની રાણી જમણી ભુજાઓ: એ બે જોદ્ધા જતાં તો મહારાજ અરધા થઇ ગયા!

દોલતાબાદની કચેરી ફાટ ફાટ થાય છે. આજ શિવાજી મહારાજ બાદશાહના મહેમાન થઈને આવ્યા છે. નિજામશાહની પડખે જ મહારાજ બેઠા છે. સાથે રઘુનાથપંત પણ છે. રઘુનાથપંત મહારાજના પ્રધાન: બહુ બુદ્ધિશાળી ને હોશીઆર હતા. આખી કચેરી મહારાજને નીરખી રહી છે. બાદશાહ સમાચાર પૂછે છે. એમાં શાહને તુક્કો ઉઠયો. રઘુનાથપંતને પૂછયું:

યેસાજી.

"વજીર સાહેબ, અમે સાંભળ્યું છે, એ સાચું ?"

"શું, બાદશાહ ?"

"કે શિવાજીના સૈનિકો બહુ જબરા!"

"સાચી વાત."

"તે કેવાક જબરા ? કોના જેવા ?"

"કોના જેવા શું ? હાથી જેવા !"

"ઐસા"!–શાહની આંખ ફાટી ગઈ. પણ એ તો શાહ! લીધી વાત મૂકે નહિ શિવાજી મહારાજને કહે, "કેમ શિવાજી રાજા ! આ તમારા પ્રધાનજી શું કહે છે ?"

"સાચું કહે છે"

"તો કરીએ પારખું ?"

"જરૂર કરો."

શહેર આખું હલકી ઉઠયું: સાંજે સાઠમારી થવાની છે. માણસ હાથી સાથે લડે, એને સાઠમારી કહે. નાનાં ને

મોટાં, કામગરાં ને નકામાં સૌ ચાલ્યાં. બજારમાં હાલ્યાનો મારગ નથી. હૈયેહૈયું દબાય છે. માણસની મેદની ક્યાંઈ માતી નથી.

શાહે તો ગાંડીયા હાથીને દારૂ પાઈને ગાંડો કર્યો. એને તો એમજ થઈ ગયું છે કે એકલે હાથે હાથી સાથે કુસ્તી ! કયા બાત ?

બધા આવી ગયા. શાહને જમણે પડખે મહારાજ બેઠા છે. મેદની બધી જોઈ રહી છે, કે કયો એ માથાનો માનવી હાથી સામે થાય છે એમાં એક બહુ ફરેલો. આખો દખ્ખણ દેશ જોઈ આવેલો બધાય એને પૂછે. એ કહે "મેં તો ત્રણ જણ જોયા છે, જે એકલે હાથે હાથીને તોબા પોકરાવે."

"કોણ, કોણ ?"

"એક તો આ શિવાજી મહારાજ પોતે: એ તો સામે જ બેઠા છે. બીજો તાનાજી: પણ એ સિંહગઢ લેતાં પડયો............"

"અને ત્રીજો........"

"એ....જો આ હાલ્યો આવે. બાંઠીયો આદમી, લોખંડી કાયા, વજ્જરની છાતી........"

"પણ એનું નામ ?"

"નાન યેસાજી."

સૌ યેસાજીને જોઈ રહ્યા છે.

ચેસાજી તો ચાલ્યો આવે છે. હાથમાં દો–ધારી કટારી રહી ગઇ છે. સામે હાથી સૂંઢ ઝુલાવે છે. આમ ઉંચે જોયું ત્યાં ચેસાજીને આવતો ભાળ્યો: એક તો ગાંડીયો હાથી ને એમાં દારૂ પાયો: દોટ દીધી: ચેસાજીને સુંઢમાં લેવા જાય છે ત્યાં સરકી ગયો. પછી તો સાત તાળીયો દાવ રમવા માંડયો. ચેસાજી હાથમાં નથી આવતો: હાથી ધુઆં ફુઆં થતો દોડયો. જોર કરીને ચેસાજીને ઝાલ્યો. ચેસાજી છટકવા ગયો, પણ સપડાઇ ગયો. ઘણું બળ કર્યું પણ કાંઇ ન ફાવ્યું. બાદશાહ જોઈ રહ્યો છે. મહારાજની છાતી ધડક ધડક થાય છે. મેદની તો જાણે ચિતરામણમાં ચિતરેલાં પૂતળાં ! કોઈ મટકુંય નથી મારતું.

હાથીએ તો દડાની જેમ ચેસાજીને ઉડાડયો ઉંચે આકાશમાં ! બધાના જીવ ઉંચે ચડી ગયા. એ પડયો ! એ પડયો ! હમણાં ભુક્કા નીકળી જશે ! ત્યાં તો ચેસાજી પડયો! પણ કયાં ? હાથીની પીઠ ઉપર ! અને પડયા ભેગી કટારી કુંભસ્થળમાં ખોસી દીધી. કાળી રાડ પાડીને હાથી હેઠો પડયો: ચેસાજી બીજી કોર કૂદી પડયો ! જઇને મહારાજને પગે પડયો: બાદશાહ કહે ' શાબાશ છે ! ચેસાજી, શાબાશ છે, શિવાજીના સૈનક ! "

બોલો, " શિવાજી મહારાજકી..........જય ! "



બોલો—

ભારતના ભડવીર

શિવાજી મહારાજકી...જય !

# મહારાણા પ્રતાપસિંહ

તાલમેં તાલ ભોપાલ તાલ, ઔર સબ તલૈયાં હે;
ગઢમેં ગઢ ચિત્તોડ ગઢ, ઔર સબ ગઢૈયાં હે.

ચિતોડ પડયું

એવા ચિત્તોડગઢમાં મહારાણો ઉદેસિંહ રાજ ક
રાણો એકવાર ભર કચેરીમાં બેઠા છે. સરદાર જયમ
અને પ્રધાનજી સભામાં હાજર દ
બરાબર એ વખતે એક સવાર દિલ્હી
આવ્યો. બાદશાહ અકબરનો કાગ
હતો. ભર સભામાં પ્રધાનજીએ વાંચી સંભળાવ્યો

બાદશાહે મહારાણાજીને લખ્યું હતું: "બધા રાજા રજવાડા અમારા સગા થયા છે. અમારી કચેરીની શોભા વધારે છે. આપ પણ આપની બેન દીકરીની સગાઇ કરી અમારા કુટુંબ સાથે સંબંધ બાંધશો અમારી કચેરીમાં આવી શોભા વધારશો."

રાણાએ પૂરો કાગળ સાંભળ્યો. પ્રધાનજીના હાથમાંથી કાગળ ઝડપીને ચરડ ચરડ ચીરા કરી નાખ્યા. આખી સભાનું લોહી ઉકળી ગયું. કાગળ લાવનાર કાસદીઆને કહી દીધું કે "તારા બાદશાહને કહેજે કે સીસોદીઆ રજપૂત તારા જેવા મુસલમાન સાથે સગાઈ કરવા નથી માગતા. તને તારા બળનો ગર્વ હશે તો અમને અમારી ટેકનો છે.'

અસવાર દિલ્હી ઉપડી ગયો.

ઉદેસિંહ રાણો જરાક ઉતાવળીઓ હતો. જોરમાં ને જોરમાં કહી નાખ્યું પણ પછી વિચાર થઈ પડયો: "બાદશાહની જમ જેવી સેનાને કેમ પહોંચાશે ?"

થોડા ઘણા સરદાર અને સૈનિકો લઇ રાણો અરવલ્લીની ખીણમાં ચાલ્યો ગયો. ત્યાં નવું શહેર વસાવ્યું. નામ પાડયું ઉદેપુર.

રાણો ગયો પણ ચિત્તોડ સાચવનાર હતા. સરદાર જયમલ બાદશાહ આવે તો બરાબર જવાબ દેવા તૈયાર હતો. બાદશાહ આવ્યો, ચિત્તોડગઢ સામે તોપો ગોઠ-

વાઈ ગઇ. ગોળા પડવા માંડયા. પણ ગઢની એક કાંકરી ખસી નહિ. ગઢ ઉપર ગોળો પડે, પણ જાણે હાથી ઉપર ફુલ પડયું. પાછલી બાજુએ ગઢ જરા પડી ગયો'તો. એની બાદશાહને ખબર પડી. બધું લશ્કર લાવીને ત્યાં ગોઠવી દીધું. ગઢ તૂટું તૂટું થયો એટલે જયમલ પાંચસો મેંસ-ણીયા લઈને નીચે ઉતર્યો. લડાઈ જામી. મોગલો બહા-દુરીથી રણમાં પડયા. બાદશાહ ગઢ છોડીને ભાગ્યો. મોગલ સેનાને ત્રણ ગાઉ સુધી નસાડી મૂકી.'

રાત દિવસ ગઢ સમારાવવા માંડયો. જયમલ જાતે દેખરેખ રાખે છે. ગઢ ઉપર જયમલ ફરે છે, ત્યાં અક બરની નજર ગઇ. બાદશાહે જોઇ લીધું કે આ જયમલ છે ત્યાં સુધી ગઢ લેવો કઠણ છે. અને આ શૂરવીર કાંઇ સામી છાતીએ મરાય એવો નથી. એકદમ ખંભેથી ધનુષ ઉતાર્યું. કાન સુધી ખેંચીને મૂકયું. જયમલની છાતી વીંધાઈ ગઈ. સરદારને અચાનક પડતો જોઇ સૌ દોડયા આવ્યા. મારનારને શોધવા માંડયા, ત્યા તો મોગલ સૈન્ય આવી પડયું. શૂરા સીસોદીઆ રણમાં પડયા. બહા-દુર રજપૂતાણીઓ સતી થઈ. ચિત્તોડ ઉપર અકબર બાદ-શાહનો નીલો નેજો ચડી ગયો.

* * *

રાણો ઉદેસિંહ અચાનક મરણ પામ્યો. એમનો કુંવર પ્રતાપ મહા પ્રતાપી હતો. વતને માટે માથું

આપે. આખી મેવાડ પ્રતાપ ઉપર આફરીન હતી.

પ્રતિજ્ઞા.

પ્રતાપ ગાદીએ બેઠો. થોડાં ઘણાં ગામડાં, નહિ જેવું રાજ ને નહિ જેવું સૈન્ય છે: બાદશાહ જેવો દુશ્મન માથે ગાજે છે.

પ્રતાપરાણો ગાદીએ બેઠો એવા સમાચાર મળતાં જયમલનો પુત્ર રોહીદાસ પોતાના ભાઇબંધ–દોસ્તદાર સાથે ઉદેપુર આવી પહોંચ્યો. પ્રતાપે પોતાના બધા સરદારોને એકઠા કર્યા રોહીદાસ, સહુંબરાજ, ગોવિંદસિંહ, ઝાલા રાજા માનસિંહ અને પ્રધાન ભામાશા. સૌને લઇ મહારાણો કુલદેવીને મંદિરે ગયો. મેવાડની કુલદેવી: સાક્ષાત જોગમાયા: હાથમાં ખપ્પર લઈને ઉભી છે. માતાજી સામે રાણાએ શિર ઝુકાવ્યું. બધા ગોઠણભર બેસી ગયા. પ્રતાપે તલવાર કાઢી. બધી તલવાર બહાર નીકળી. રાણાએ પ્રતિજ્ઞા લેવરાવી:—

“ જ્યાં સુધી મેવાડ સ્વતંત્ર ન થાય ત્યાં સુધી ખડની પથારીએ સૂવું, પાંદડાંના પાતળમાં જમવું, ઝુંપડીમાં રહેવું, જાન જાય તોય બાદશાહને શિર ન નમાવવું. ” સૌએ તલવાર માથે અડાડીને પ્રતિજ્ઞા લીધી. માતાને ત્રણવાર નમીને સૌ ઘેર આવ્યા.

રાણા પ્રતાપસિંહે પોતાને માટે એક ઝુંપડી તૈયાર કરી. ખડનું બીછાનું ને પાંદડાંનાં પાતળ આણ્યાં.

મહેલની અટારીએ બેઠો બેઠો શક્તસિંહ હસે છે.

એને આ બધા ઢોંગ લાગે છે. શક્તસિંહ રાણાનો સગો ભાઇ. રાણા પ્રતાપની એને કિંમત નહોતી. એને મનમાં એમ થતું કે આ રાણાને લોકો આટલાં બધાં માન કેમ આપે છે? મને કેમ નહિ? રાણામાં એટલું 'બધું' શું છે તે બધા એની પાછળ ગાંડા થઈ ગયા છે? શક્તસિંહ પ્રતિજ્ઞા લેવા ન આવ્યો એથી રાણા પ્રતાપસિંહને માઠું લાગ્યું. બે ઠપકાનાં વેણ કહી નાખ્યાં. શક્તસિંહ ઉલટો વધુ ખીજાઈ ગયો. રાણો જબરો કે પોતે જબરો એનું પારખુ કરી લેવા એ તલપાપડ થઇ રહ્યો.

એકવાર બેય ભાઈ શિકારે નીકળ્યા. બન્નેની સંગમાં પાણીદાર ઘોડા છે. હાથમાં પાણીદાર ભાલાં છે. પૂરવેગમાં ચાલ્યા જાય છે એમાં વાઘણની કારમી ત્રાડ સંભળાણી. ઘોડા ચમકીને ઉભા રહ્યા. વાઘણ ઝાડીમાંથી નીકળી, એવાં બેય ભાલાં એના પેટમાં ખુતી ગયાં. શક્તસિંહની મનની મનમાં રહી ગઇ. એને તો પારખું કરવું'તું કે કોણ જબરૂં? પ્રતાપને કહે: "મોટાભાઈ, આજ તો આવી જાઓ; આપણે દ્વંદ્વ ખેલીએ. જોઈએ કોણ ચડે છે?"

મહારાણો હસવા માંડયો. પણ શક્તસિંહે હઠ પકડી. રમતનો શોખીન મહારાણો ઉભો થયો. બેયની તલવાર વીજળીની જેમ ફરવા માંડી. બન્ને પટ્ટાના સાધેલ છે. બરાબર રંગ જામ્યો છે. એમાં રાજગુરુ રાણાને શોધતા શોધતા આવી પહોંચ્યા. આજ સવારથી એમને

ખબર હતી કે શક્તસિંહ પ્રતાપ સાથે દ્વંદ્વ ખેલવાનો છે. ભાઈ ભાઈને આમ કપાઈ મરતા જોઈ ગુરુએ દોટ દીધી. વચ્ચે આવીને ઉભા રહ્યા. શક્તસિંહની તલવારે ગુરુ ઢળી પડયા. પ્રતાપસિંહ ગુરુનું લોહી જોઇ ધગી ઉઠયો. શક્તને કહે: " આજથી જો મેવાડમા પગ મૂકીશ તો માથું ઉડાવી દઇશ " શક્ત પણ રીસમાં ને રીસમાં દિલ્હી તરફ ચાલ્યો ગયો. અકબરશાહને જઈ મળ્યો.

* * *

**જંગલમાં મંગળ.** " જ્યાં સુધી ચિત્તોડગઢ ઉપર અકબર બાદશાહની ધજા ફરકે છે, ત્યાં સુધી કોઇએ ખેતર ખેડવાં નહિ, વેપાર કરવો નહિ, બાદશાહની નોકરી કરવી નહિ, એની હદમાં રહેવું નહિ. '–મેવાડને ગામડે ગામડે રાણા પ્રતાપની આણ ફરી વળી. ગામડે ગામડેથી લોક ચાલી નીકળ્યાં. ચિત્તોડ ફરતાં બાર બાર ગાઉમાં ઉજ્જડ થઈ ગયું. ખેતર અણખેડયાં સૂકાય છે. બાદશાહને રાતી પાઇની ઉપજ આવતી નથી. અર્ધું મેવાડ અરવલ્લી પહાડમાં જઇ વસ્યું.

બાદશાહે મેવાડ ફરી વસાવવા સૈન્ય મોકલ્યું. મોગલ સીપાઈ પરાણે પરાણે ખેડાવવા માંડયા. પણ એમ બાંધ્યે કણબીએ ગામ વસે ? કોઇ આવતું નથી. કોઇ ખેડતું નથી. ખેડે તેને રાણા પ્રતાપની આણ દીધી

છે. રાણાની આણ ન લોપાય. એ તો મેવાડનો રામ હતો. રાણાને બોલે મેવાડીઓ માથાં ઉતારી દે.

બાદશાહની બધી મહેનત પાણીમાં ગઈ. બાદશાહે હુકમ કર્યો કે 'કાં તો પ્રતાપને નમાવો, નહિતર ધૂળ ચાટતો કરો.' અરવલ્લીને ડુંગરે સેના ગોઠવવા માંડયો.

અહિંયાં રાણાનું રાજ જામતું જાય છે. રાણાનાં ઝુંપડાં ફરતાં બે હજાર ઝુંપડાં ખડાં થઇ ગયાં છે. માથાં પછાડયે લોહી નીકળે એવી પહાડી જમીનમાં મેવાડી ખેડુતોએ ધાન ઉગાડયું ફળફૂલ ઉગાડયાં. લીલી વાડીઓ ઉભી કરી. રાણાના રાજનાં સુખ બાદશાહી રૈયતની આંખે ચડવા માંડ્યાં. પણ બાદશાહી સુખ સમૃદ્ધિ તજીને રાણા પાસે મોતના મોઢામાં જવા કોઇની હામ ચાલતી નથી.

* * *

**રાજા માનસિંહ.**

અકબરશાહના સરદારોમાં રાજા માનસિંહ બહુ જબરો હતો. એણે મોટી મોટી લડાઈમાં જીત મેળવી હતી. દક્ષિણના મુસલમાન રાજાઓને, બંગાળના સુબાઓને અને અફઘાનીસ્તાનના શાહને એણે રાડ પડાવી હતી. એ ગુજરાતમાથી દિલ્હી જતાં વાટમાં રાણા પ્રતાપનો મહેમાન થયો. માનસિંહને બહુ આદરમાન દીધાં. કોઇ વાતે ઉણપ આવવા દીધી નહિ.

જમવાનો વખત થયો. માનસિંહ જમવા બેઠો.

રાણાજીની રાહ જુવે છે, ત્યાં તો અમરૂએ કીધું: "મહા-રાણાજી આજ મોડા જમશે; આપ જમી લ્યો."

"તો મારે ઉતાવળ નથી. આવવા દ્યો. અમે સાથે બેસશું."

"ના, ના. આપ જમી લ્યો; કદાચ રાણાજી આજ ન યે જમે."

માનસિંહ સમજી ગયો. એને વહેમ પડ્યો. હઠ પકડીને બેઠો. "રાણાજી આવે તો જ જમું. નહિ તો હરામ છે."

એટલે મહારાણાજીએ પણ ચોખ્ખું સંભળાવી દીધું: "તમે બાદશાહના સગા થયા છો. તમારી ફૂઈ મુસલમાનના ઘરમાં પરણાવી છે. મુસલમાન સાથે તમે રોટી વહેવાર રાખો છો; એટલે તમારી સાથે હું નહિ જમું."

માનસિંહ ઘા ખાઇ ગયો. મૂછના આંકડા આંખમાં ખૂતી ગયા. બટકું ભર્યા વગર ઉઠી ગયો. જતાં જતાં કહેતો ગયો: "મહારાણા! હવે જાગતા રહેજો."

* * *

હલદીઘાટનું યુદ્ધ.

પ્રતાપરાણાની હાકલ પડી:—"બાદશાહી સૈન્ય આવે છે. તૈયાર!" પંદરથી એંશી વરસ સુધીનો એકેય મેવાડી ભડવીર બેઠો ન રહ્યો. પટોપટ હથીઆર બાંધીને નીકળી પડયો. જોત જોતામાં સીસોદીઆ,

ઝાલા, ડુડા, સલુંબરા, પરમાર અને રાઠોડ એવા એવા બાવીશ હજાર સૈનિકો ભેગા થઈ ગયા. કોળી, કુંભાર અને દરજી પણ ઝાલ્યા ન રહ્યા. રાણાના સૈન્યમાં દાખલ થઈ ગયા. "મહારાણા પ્રતાસિંહની જય"થી આભ ફાટયું ને ડુંગરા ડોલ્યા. બાદશાહી સૈન્યને અટકાવવા રાણો ચાલી નીકળ્યો.

ચોમાસાનો વખત છે. ઝરમર ઝરમર વરસાદ વરસે છે. નદી નાળાં છલકાઈ ગયાં છે. ઘોડાના પગમાં છબછબીયાં બોલતાં આવે છે. લીલુડા ડુંગરા ઉપર ગગ માંડતા ઘોડાને ગાલીચા ઉપર ચાલ્યા જતા હોય એમ લાગે છે.

ફોજની મોખરે રાણો ચાલે છે. ચેતકને માથે અસવાર થયો છે. ચેતકની જોડ મેવાડમાં તો શું, પણ આખા ભારતખંડમાં નથી. કેવો એ ચેતક! ઉજળો દૂધ જેવો વાન: સુંવાળી રેશમ જેવી કેશવાળી: ખારેકના ઠળીયા જેવી કાનસોરી: સોટી જેવા ગુડા: થનગન થનગન નાચતો આવે છે.

એવા દૈવી ઘોડા માથે રાણો કેવો શોભે છે!

ઐરાવતને માથે જાણે ઈંદ્ર મહારાજ ચડ્યા: ઢાલકવા જેવી પહોળી છાતી ઉપર લોખંડી બખ્તર કડાકા કરે છે. હાથમાં ભૂતના છરા જેવો ભાલો: કેડે નાગણની જીભ જેવી બબ્બે તલવાર: મોઢા ઉપરથી તેજના ફુવારા છૂટે

છે. દુશ્મન સામે લડવા ચાલ્યો છે પણ આંખમાં નરી ભલાઇ ભરી છે; રોગું અમૃત ઝરે છે.

પ્રતાપરાણો ચારેકોર નજર ફેરવતો જાય છે. ચાલતાં ચાલતાં હલદીઘાટની સાંકડી ખીણ આવી. બેઈ-કોર ગરુડની પાંખ જેવા ડુંગરા ઝુકી રહ્યા છે. લડવાનો ખરેખરો લાગ જાણી રાણાએ સૈન્ય થોભાવ્યું. સેના-પતિને જગ્યા પસંદ પડી. સેનાની રચના કરવા માંડયો.

ટેકરીની બન્ને ટોચે ત્રણસો ત્રણસો તિરંદાજ મૂકયા. પચાસ પચાસ મલ્લ મૂકયા. મલ્લને દસ દસ મણની શિલા ગબડાવવાનું કામ. "ખાડા ખસે પણ હાડા ન ખસે"–એવા રણધીર હાડા રજપૂતોને મોખરે રાખ્યા. એમને એમ આખું સૈન્ય ગોઠવી દીધું. બાદશાહી સૈન્યની રાહ જોવાય છે. ઝીણો ઝીણો મે વરસે છે. ટોપમાંથી નેવાં ચૂવે તેમ ટપક ટપક પાણી ટપકે છે. ઘોડાની હણહણાટી ને શૂરવીરોના ખોંખારાથી ઘાટ આખો ગરજે છે.

વાત કરે છે ત્યાં તો મોગલ સેના આવી પહોંચી. સામસામા મોરચા મંડાઇ ગયા. ઢોલ, નગારાં ને રણ-શીંગડાં ફુકાવાં માંડયાં. મોગલ સેના તૂટી પડી. હાડા એક ડગલું ચસકતા નથી. છાતીએ વીંધવા માંડયા છે. ઘડી બઘડી થઇ એટલામાં તો બરાબર રંગ જામ્યો. એટલે માથેથી દસ દસ ને વીશ વીશ મણની શિલાએ

ભડાક ભડાક કરતી પડવા માંડી બાદશાહી સેના ચમકી ગઇ તીર ભાલાનો માર ખમાય પણ ગોળા પડે એટલે તો રામ જ રમી જાય જોતજોતામાં હજારેક મોગલ રોળાઇ ગયા મગદાગ ઁનાયતખાનની નજર ગઇ પચાસ તિરંદાજને લઈ આવ્યો મન્ત્રને તીરે વીંધ્યા તિરંદાજો સાથે તાશેરો મચ્યો ઉગ્રથી ભીલરાજ અચૂક બાણ છોડે છે નીચેથી ઉપર જતા તીરનો વેગ અર્ધો થઇ જાય છે એમ તિરંદાજ વચ્ચે જામી પડી છે ત્યા રાણાએ ચેતક ફેરવ્યો એક બે ને ત્રીજી છલંગે ગજરાજ સલીમના હાથી ઉપર ચેતક આગલા પગ હાથી ઉપર ટેકવ્યા રાણાએ ભાલો ફેંક્યો શાહજાદો માંડ બચ્યો. લોખંડી હોદ્દા સાથે અથડાઇને ભાલો પાછો પડયો રાણાએ બીજે ઘાએ માવતને પછાડયો ત્રીજે ઘા હાથીના કુંભસ્થળમાં ડુંગરા ડરી જાય એવી કારમી ચીસ પાડીને હાથી ભાગ્યો રાણો હાથીની પાછળ પડયો રાણાની સાથે માંડ ચાલીશેક રજપૂત હશે. મોગલ સૈનિકોએ રાણાનુ છત્ર ઓળખીને ત્યાં જ મારો ચલાવ્યો રાણાનુ માથુ કાપનારને દિલ્હીની અર્ધી ગાદી મળે રાણાજીને જીવતા બહાર નીકળવુ મુશ્કેલ થઇ પડયું રજપૂત સરદારોએ બબ્બેવાર રાણાજીને મોતના મોંમાથી બચાવ્યા પણ બાજી હાર ઉપર છે, એ ટાણે રાણો શૂરે ચડયો ઢાલ ફેંકી દીધી ભાલો ઉછાળી દીધો. બન્ને હાથમાં તલવાર લીધી સુદર્શન ચક્ર જેમ ફેરવવા

માંડયો. મોગલ સેનામાં હાહાકાર વરતી ગયો. રાણાને શરીરે અનેક જખમ થયા છે. ત્રણ તલવારના ઝાટકા પડયા છે. ત્રણ ત્રણ ગોળીઓ સોંસરવી ચાલી ગઈ છે. ખભામાં ભાલે ચાર આંગળનું ગાબડું પાડયું છે લોહી-લોહાણ થઈ ગયો છે. સીંદૂર ચડાવેલ બજરંગબલિ જેવો બની ગયો છે. તોય હઠતો નથી. જીવવાની કે જીતવાની એને હોંશ નથી. એને તો બસ ખાંડાના ખેલ ખેલવા છે. આખી જીંદગીનો લ્હાવો લૂટી રહ્યો છે. રાણીજાયો ક્ષત્રિપુત્ર ખરેખરી મોજ માણી રહ્યો છે. એના આનંદનો પાર નથી.

એમાં ઝાલા રાજા માનસિંહની નજર પડી. પ્રતાપને એ બાપને ઠેકાણે માનતો. ત્રણસો ઝાલા લઈ ઉપડયો. રાણાને માથેથી છત્ર ઝુંટવી લીધું ને આગળ ધસ્યો. ઘમસાણ મચાવ્યું. મોગલોએ માનસિંહને રાણો ધારીને ત્યાં જ રાખી દીધો.

મહારાણાને ખાતર પ્રાણ આપનાર એ વીર ઝાલા રાજાઓ આજ પણ મેવાડના રાણાને જમણે પડખે બેસે છે. મહારાણાનો જમણો હાથ મનાય છે.

માનસિંહ પડયો. રજપૂત સૈન્યમાં ભંગાણ પડયું. ચેતક પ્રતાપને અરવલ્લીની ખીણો તરફ ઉપાડી ગયો. રાણો તો બેભાન છે.

*  *  *

આગળ ચેતક, પાછળ બે અરબી ઘોડેસ્વાર: ચેતક તો પાંખાળો બની ગયો છે. એડીની જરૂર નથી. પંદર પંદર હાથને માથે ઠેક દેતો આવે છે. પ્રતાપ જાગી ગયો છે. લગામ ઢીલી મૂકી છે. પાછળ અરબી ઘોડા ઘણું જોર કરે છે. પણ ચેતક હાથ નથી આવતો.

સગોભાઇ

એમાં એક નહેરૂં આવ્યું. નહેરામાં પાણી છલ્યું જાય છે. અરવલ્લીની ખીણોમાંથી મારમાર કરતું વહ્યું આવે છે. ચેતક પળ પણ અટક્યા વિના સામે કાંઠે જઈ પડયો. બેય દાઢીવાળા અસવાર એક બીજા સામે જોઇ રહ્યા. ઘોડા પાણીનું માપ કાઢવા રહ્યા.

ત્યાં પાછળથી સનનનન કરતું તીર આવ્યું. એક સવારનું માથું લોહીથી ખરડાઇ ગયું. ચકરી ખાઇને નીચે જઈ પડયો. બીજો તલવાર કાઢીને પાછળ જુએ તો બાદશાહનો દિલોજાન મિત્ર શક્તસિંહ: શક્તસિંહે બીજા અસવારનેય ખુદાના દરબારમાં મોકલી દીધો.

શક્તસિંહનો પવન-વેગી ઘોડો નહેરૂં કૂદી ગયો. આ કાંઠે પ્રતાપ તો ઘણે દૂર નીકળી ગયો છે. ધીરે ધીરે ચાલ્યો જાય છે. ત્યાં પાછળ ઘોડાના ડાબલા ગાજ્યા. પાછું ફરીને જુએ તો શક્તસિંહ! બાદશાહ સાથે ભળી ગયેલો સગો ભાઈ શક્તસિંહ! પ્રતાપે મ્યાનમાંથી તલવાર ખેંચી કાઢી.

"શક્તા! તૈયાર થઈ જા. તારા બે ભાઈબંધ

ક્યાં ગયા ? ”

“ ખુદાની હજુરમાં. ”

“ કોણે મોકલ્યા ? ” “ મેં. ”

“ ઠીક ત્યારે આવી જા. તને મારું લોહી રેડવાનો ભારે શોખ છે. થઇ જા તૈયાર. ” મહારાણાએ તલવાર ઉગામી:

પણ આ શું ? શક્તસિંહ ઘોડેથી કૂદીને નીચે પડયો. પ્રતાપના પગમાં આળોટવા માંડયો. મહારાણા નીચે ઉતર્યા. પગ શક્તસિંહના આંસુએ ભીના થઈ ગયા. મોટાભાઇને આવી વિપત્તિમાં ટેક જાળવી રાખતા જોઇને શક્તનું માથું નમી પડ્યું. એને ભાન થઈ ગયું. એના અંતરનાં કમાડ ઉઘડી ગયા. રાણાએ નાના-ભાઇને બથમાં લઈ લીધો.

બન્ને ભાઈ વિસામો ખાવાનો વિચાર કરે છે. બેય ઘોડાના નસકોરા શ્વાસે ફાટી પડે છે ધીરે ધીરે સામાન ઉતારવા માંડ્યા ચેતકને શરીરેથી લોહીયાળો પરસેવો નીતરે છે. એના શરીરમાં તીરનાં ફળાનો પાર નથી. ઘાનો કોઈ શુમાર નથી. રાણો ઘા જોઈ જોઈને નિસાસા મૂકે છે. હેતથી પંપાળે છે થોડીવાર થઈ એટલે હળ-વેક રહીને તંગ છોડ્યો તંગ છોડતા તો ચેતક ઢગલો થઈ પડયો. આંખના ડોળા બહાર નીકળી પડયા ! *

---

* ચેતક પડ્યો ત્યાં એક સ્મારક તરીકે ચબુતરો ચણાવ્યો છે. એ 'ચેતકકા ચબુતરા.' કહેવાય છે.

રાણાની આંખમાં આંસુ આવી ગયાં. પવન નાખવા માંડયો. પણ ચેતકના પ્રાણ ચાલ્યા ગયા. પ્રતાપ વજ્રની છાતીનો કહેવાતો. આંખમાંથી આંસુની ધાર થઈ. સગો ભાઈ મરી ગયો હોય તેમ રાણો હિબકે હિબકે રોયો. પણ રાણાને ઝાઝુ રોવાનોય વખત નથી. માથે દુશ્મનના ડાબલા ગાજે છે. શક્તસિંહને ઘોડે ચડી પ્રતાપ ડુંગરાની ખોપુંમાં ઉતરી ગયો.

* * *

**રાણાની ટેક**

પ્રતાપરાણા પાસે દશ પંદર સાથીઓ રહ્યા. અકબરની ફોજ અરવલ્લી ફરતી ફરી વળી. ઠેકાણે ઠેકાણે ચોકી પહેરા મૂકી દીધા. પ્રતાપ ઉંડા કોતરમા સિંહની જેમ સૂએ છે, ને સિંહ જેમ ડણકે છે. એ ભૂખ્યા સિંહની ડણકે મોગલના કાળજામાં સારડી મેલાઈ જાય છે. મોગલ સૈનિકો રાણાને સુખે સૂવા દેતા નથી; સુખે ખાવા દેતા નથી.

ત્રણ ત્રણ કડાકા પડી બધાં જમવા બેઠાં છે. રોટલા શાક પીરસાઈ ગયાં. ખાસ્સા મજાના જાડા મકાઈના રોટલા ! મહારાણો 'જય માતા' કહીને જ્યાં મોઢામાં બટકું મૂકે ત્યાં "દીન દીન" કરતા પચીસ સવાર ધસી આવ્યા. ઝમોઝમ તલવારો નીકળી. ફડાફડી બોલી. કેટલાયને ઘાયલ કરી રાણો છટકી ગયો.

આવું તો કેટલીયે વાર બન્યું. રાતમાં સૂતો હો ત્યાં તૂટી પડે. નહાવા બેઠો હોય ત્યાં ઉતરી પડે. માં માંડ બચે. તોય રાણો નમતો નથી. એની પ્રતિજ્ઞા કે "મેવાડ ઘેર ન કરૂં ત્યાં સુધી રાજ મહેલમાં રહ નહિ, સોના રૂપાના કે પિત્તળના થાળમાં જમું નહિ પલંગમાં પોઢું નહિ." અકબર શાહનાં ઉપરા ઉપ કહેણ આવે છે કે "રાણા! એકવાર, બસ એકજ વા દિલ્હી આવો. ભર કચેરીમાં એક જ વાર સલામ ભરે મેવાડ આખું પાછું આપી દઉં. સરદારોનો સરદા બનાવું. રાજાઓનો મહારાજા બનાવું."

રાણો જવાબ વાળે છે: "સૂર્યવંશી રાણાનું માર પ્રભુ સિવાય બીજાને નમતું નથી."

બાદશાહ જવાબ સાંભળીને બમણો ક્રોધે ભરા છે. નવું નવું સૈન્ય મોકલે છે. રાણાને હેરાન કરવા બાકી રાખી નથી.

તોય સૂરજનો પુત્ર નમતો નથી!

* * *

વરસતા વરસાદમાં રાણો ડુંગરે ડુંગરે રખડે ! શિયાળાની કડકડતી ટાઢમાં ને ઉનાળાના ઘોમ તડકા

એનાં ફુલ જેવાં બાળકો કરમાય દે

બટકું રોટલો. રાણી લક્ષ્મીબાઈ રાણાનો ટેક સાચવ રહી છે. ટાઢે ઠરતાં બાળકને જો

રાણાની છાતી ભરાઈ જાય છે, ત્યારે રાણી એને પોતાના ખોળામાં હુંફ આપે છે.

એકવાર કસોટીનો પ્રસંગ આવી ગયો. સૌ જમી રહ્યાં. નાની કુંવરી માટે અર્ધો રોટલો ઢાંકી મૂકયો હતો. રાણી માતા બહાર ગયાં હશે ત્યાં બિલાડી રોટલો ઉપાડી ગઇ! કુંવરી ઘડીકમાં ભૂખી થઇ. મા રોટલો કયાંથી કાઢે? નાની કુંવરી રોવા માંડી. ભૂખી કુંવરી કેમેય સમજતી નથી. મા ઘણી મનાવે પણ કેમ માને? બહાર રાણાને કાને અવાજ ગયો. ઝુંપડીમાં આવીને જુએ તો કુંવરી રડે છેઃ મહારાણીની આંખમાં આંસુ ભર્યાં છે.

રાણાએ કુંવરીને તેડી લીધી. આંસુ લુછી નાખ્યાં ને પૂછયુંઃ "શું થયું બેટા?"

"મારો રોટલો બિલાડી ખાઇ ગઇ."

"લે એમાં શું થઇ ગયું? રાણી! આને બીજો રોટલો આપો. છાની રહી જા."

પણ રાણી પાસે રોટલો કયાં હતો તે આપે? રાણી બોલી ન શકી. મૂર્છા ખાઇને ઢળી પડી. રાણાનું હૈયું પણ ભરાઈ આવ્યું. જેને ઘેર સાત સાત માળના આવાસ, જેને ઘેર બત્રીસ ભોજન અને તેત્રીસ શાક મળે, એનાં છોકરાં રોટલાના બટકા માટે રૂએ! રાણાની આંખ ભીની થઈ ગઇ. ત્યાં ગોવિંદસિંહ આવી પહોંચ્યે રાણીને સાવધ કર્યાં.

ગળગળા થઈને પ્રતાપે કીધું. "ગોવિંદ ! બસ હવે આ દુઃખ નથી સહેવાતું. લાવો, ખડીઓ કલમ લાવો. બાદશાહને સંધિનું કહેણુ મોકલું. ચાલો ઝટ કરો."

રાણાએ દિલ્હી કાગળ લખ્યો. ભર કચેરીમાં બાદશાહને રીતસર કુર્નસ કરવાનો સ્વીકાર કર્યો. લખતાં તો રાણાનું કાળજું ચીરાઈ જતું'તું. વેદના ક્યાંઈ સમાતી નહોતી. કાગળ લઈને સવાર દિલ્હી ઉપડયો.

* * *

રાણાનો કાગળ.

ભર કચેરીમાં પ્રતાપ રાણાનાં બે મોઢે વખાણ થઈ રહ્યાં છે. બાદશાહ પોતે તારીફ કરે છે. એની બહાદુરી, એની ધીરજ, એની ટેક: એક એક સંભારી સંભારીને શાબાશી આપે છે. રજપૂત સરદારો સાંભળી રહ્યા છે. એમાં સ્વાર પહોંચ્યો. રંગમાં ભગ પડયો. કાગળ બાદશાહને હાથોહાથ દીધો.

કાગળ વાંચીને બાદશાહ ખડખડાટ હસી પડયો. રજપૂત સરદારો તરફ નજર ફેરવીને કહે: "લ્યો તમારો પ્રતાપસિંહ સલાહ માગે છે. હજી વાત ચાલે છે ત્યાં માનસિંહ રાજા પધાર્યા. માનસિંહને જોઈને બાદશાહે કહ્યું: "રાજા સાહેબ ! તમે કાશ્મીરથી કન્યાકુમારી અને આસામથી અટક સૂધી બાદશાહી આણ ફેરવી, પણ હલદીઘાટના મેદાનમાં પ્રતાપરાણાને ન નમાવી શકયા."

માનસિંહે કાનબુટ પકડીને જવાબ વાળ્યો. "સાચી વાત બાદશાહ ! રાણો ન જ નમે. પ્રતાપ તો અમારા માથાનો મુગટ છે. રજપૂત જાતનો પ્રાણ છે. કોઇનો નમાવ્યો એ નમે."

"ન નમે ? હયો ત્યારે વાંચો."–કહીને કાગળ ફેંકયો. કાગળ વાંચ્યો ને કાળજે લા લાગી. પ્રતાપને નમાવવા હલદીઘાટની લડાઇ લડયો પણ એ તો અપમાનનું વેર લેવા. બાકી પ્રતાપ નમે તો તો રજપૂતનું નાક જાય. રાજા માનસિહ નીચું જોઈ રહ્યો.

બાદશાહ અકબરની સભામાં મોટા મોટા કવિઓ ને પંડિતો બિરાજતા હાજર જવાબી બીરબલ, રાજા ટોડરમલ, અબુલફઝલ, જગન્નાથ પંડિત. એવા કેટલાંય રત્નો હતાં. એમાં બિકાનેરના ફટાયા પૃથ્વીરાજ બેઠેલા. મોટા કવિ હતા પૃથ્વીરાજે કાગળ લીધો, વાંચ્યો ને કહે: "આ બનાવટી છે. આવું પ્રતાપરાણો ન જ લખે."

બાદશાહ કહે: "પૂછાવી જુઓ"

પૃથ્વીરાજે કાગળ લખ્યો. કવિતામાં કાગળ લખ્યો. પૃથ્વીરાજની કવિતા કાયરને શૂર કરતી. પાણીને પીગળાવતી. કાગળ લઇને અસવાર ચાલ્યો.

અહિં દિલ્હીમાં બાદશાહે તો પ્રતાપ જેવો પ્રતાપ નમ્યો એટલે આખા શહેરમાં રોશની કરાવી. જલસા મે
[illegible] થયાં [illegible] આખ [illegible]

પ્રતાપ મળવા આવે ત્યારે શણગારેલા હાથી ઉપર એને બેસાડવો. પોતાને જમણે પડખે એનું સિંહાસન રખાવ્યું. જગન્નાથ પંડિતે પ્રતાપરાણાની બહાદુરીનું સંસ્કૃત કાવ્ય કરી રાખ્યું. તૈયારી કરવામાં મણા ન રાખી.

આજકાલ કરતાં પંદર દિવસ વીતી ગયા. પ્રતાપ ન આવ્યો. પણ પ્રતાપનો જવાબ આવ્યો. બાદશાહ ઉપર નહિ. પૃથ્વીરાજ ઉપર. મલાહ કરવાની ચોખ્ખી ના લખી નાખી. પોતે એટલો નબળો પડી ગયો એ માટે જાતને ઠપકો દીધો. પૃથ્વીરાજે કાગળ બાદશાહને વંચાવ્યો. બાદશાહના હૈયાનો હરખ ભાંગી પડ્યો.

* * *

"ભાઈ! હવે તમે તમારે ઘેર જાઓ. ટાઢ તડકા સહેવાય, પણ ભૂખ ન સહેવાય. હું મારી મેળે સિંધમાં જઈને રળી ખાઈશ."

ભામાશા.

"મહારાણા! જ્યાં તમે ત્યાં અમે. પાણી વિના માછલાં પ્રાણ તજે. તારી વિના અમારા દેહ નહિ નભે."

"ઠીક, ત્યારે સૌ થાઓ તૈયાર."

મેવાડ ભૂમિને છેલ્લા પ્રણામ કર્યા. હૈયું કઠણ કરીને, આંસુ ભરી આંખે, જનનીથી અધિક એવી જન્મભૂમિને રાણાએ છેલ્લા રામ રામ કર્યા. મેવાડ છોડતાં રાણાનું કાળજું કટકા થઈ જતું હતું. પણ શું કરે? બીજો રસ્તો જ નહોતો.

ડુંગરા વટાવતા, જંગલો વીંધતા, ચાલ્યા જાય છે. ત્યાં પાછળથી અવાજ આવ્યો.

“ એ રાણા ! ઉભો રહે બાપ ! ઉભો રહે. ”

રાણાને થયું: ‘ મને મેવાડ માતા બોલાવે છેઃ મને જવા નથી દેવો. પણ ના, ના. એ તો ભણકારા ! રાણો આગળ ચાલ્યો. ત્યાં તો ફરી એનો એ અવાજઃ

‘ એ આસમાની ઘોડાના અસવાર ! ઉભો રહે, ઘડીક ઉભો રહે. ’

રાણે અવાજ પારખ્યો. બાપદાદાનો પ્રધાન ભામાશા: ભામાશા મેવાડનું અણમુલું રતન. એણે રાજના તડકા છાંયડા જોયેલા. બધા ઉભા રહી ગયા. ઘોડેથી જુવાન કૂદે એમ ભામાશા કૂદ્યો. રાજા–પ્રધાન ભેટી પડ્યા. વૃદ્ધ ભામાશા પ્રતાપની પહોળી છાતીમાં માથું રાખીને ઘડીભર ઉભો રહ્યો. રાણાના હાલ જોઈ ભામાશા ગળગળો થઈ ગયો. પ્રતાપને પાછા વળવાનું કીધું. “ શું જોઇને પાછો વળું ? નહિ સૈન્ય, નહિ ખોરાક. એક ટંકનું ખાવાનું મળતું નથી. ”

“ અરે રાણા ! ખાવાનો કયાં તોટો છે ? મારા ભંડારમાં સોનું બધું સળી જાય છે. પાછો વળ. મારો આખો ભંડાર તને આપી દઉં. પચીશ હજાર માણસ બાર બાર વરસ સુધી ખાધા કરે તોય એ ભંડાર નહિ ખૂટે ! ”

પ્રતાપ જોઇ રહ્યો: આ તે માણસ છે કે દેવ !

ભામાશાના મુખ ઉપર કર્ણ દાનેશ્વરીનું તેજ છવાઈ ગયું !

* * *

રાણા પ્રતાપસિંહની હાકલ પડી. શૂરવીરો આવી ઉભા. બે હજારનું સૈન્ય જમાવી રાણો ઉપડયો. નાનોભાઈ શક્તસિંહ રાણાની પડખે જ ઘૂમે છે. એક પછી એક ગઢ લેવા માંડયા. દેવીર, કમલનેર, ઉદેપુર. એક ચિત્તોડગઢ સિવાય આખી મેવાડ ઘેર કરી. બાદશાહ પણ ચૂપ થઈ ગયો. આવા દાના દુશ્મન સામે થવું એને ગમતું નથી. પ્રતાપનું બળ પણ એ જાણી ગયો.

રાણાએ ઉદેપુરને રાજધાની બનાવી.

* * *

**છેલ્લી ઘરી**

દિવસો, મહિનાઓ ને વરસો ચાલ્યાં ગયાં. રાણાનું શરીર લથડયું. ડુંગરનાં દુઃખ વેઠી વેઠીને એની વજ્જર જેવી કાયા ભાંગી પડી. રાણા પથારીવશ પડયા. ઉઠીને ઉભા થવાતું નથી.

છતાંય પ્રતિજ્ઞા પાળે છે. મોટા રાજમહેલ મૂકી નાનીશી ઝુંપડીમાં રહે છે. મચ્છરદાનીઓ અને છત્રીપલંગ મૂકી ભોંયે પથારી કરી છે. રાણાના શરીરમાંથી તાવ હઠતો નથી. વૈદરાજ માત્રા ઉપર માત્રા આપ્યે જાય છે. નાડી તૂટવા માંડી. પથારી પાસે કુંવર અમરસિંહ, સરદાર ગોવિંદસિંહ વગેરે બેઠા છે. રાણાને કાંઈક

બોલવું છે પણ બોલાતું નથી. હાથને ઇસારે ગોવિંદસિંહને બોલાવ્યા. ધીરે ધીરે ભાંગ્યા તૂટયા શબ્દોમાં ચિત્તોડગઢ જોવાની ઈચ્છા બતાવી.

તરતજ રાણાને બહાર લાવ્યા. અગાશી ઉપરથી ચિત્તોડગઢના ઉંચા ઉંચા કાંગરા દેખાતા હતા. પ્રતાપ ઘડીભર જોઈ રહ્યો આંખમાં ઝળઝળીયાં આવી ગયાં. ઝુંપડીમાં લાવીને સુવાડી દીધા. ભીની આંખ જોઈ અમરસિંહે પૂછયું.

"શું થાય છે બાપુ ?"

"બીજું શું ? મારી પ્રતિજ્ઞા અધૂરી રહી"

"અરે અમે છીએને બાપુ ! ચિત્તોડગઢ કાલ સવારે પાછો લેશું. તમે જીવને સદ્‌ગતિ કરો,"

"જય માતા !"–કહીને રાણાએ આંખ વીંચી





સ્વામીભક્ત વીર દુર્ગાદાસ

# વીર દુર્ગાદાસ

**જોધપુરની ગાદી.**

મહારાજ જશવંતસિંહના મહેલ માથે તોપો ગોઠવાઈ ગઈ. બાદશાહ ઔરંગઝેબ કોપ્યો. જશવંતસિંહ મરી ગયાના સમાચાર મળતાં જ સેના મહેલને ઘેરી વળી. બાદશાહને જોધપુરની ગાદી પડાવી લેવી છે. મહેલમાં રાણી, કુંવર અને સરદાર સાથે થોડાક સૈનિક છે.

"જશવંતસિંહના કુંવરને ન આપે તો મહેલને તોપને ગોળે ઉડાવી દ્યો:–" આવો કારમો હુકમ છુટયો.

મહારાજનો બહાદર સરદાર દુર્ગાદાસ રાણીજી પાસે ગયો. રાણી ખરેખરી રજપૂતાણી હતી. એણે ઉઠીને કેરે તલવાર બાંધી. સૈન્યની મોખરે ચાલી. દુર્ગાદાસને બમણું શૂર ચડ્યું. બધા સરદારો કહે "સામી છાતીએ બહાર નીકળી જવું. ભલે કટકા થઇ જાય."

સરદાર મુકુંદદાસને મદારીનો વેશ પહેરાવ્યો. સંરપના કંડીઆમાં સંતાડીને કુંવરને આબુના ડુંગરામાં ઉપાડી ગયા.

સવાર પડી ને દરવાજા ખોલી નાખ્યા. નદીના પૂરની જેમ સૈન્ય ધસી આવ્યું. અંદરથી અઢીસો મરણીયા નીકળ્યા. માર માર કરતા નીકળ્યા. મોગલ સેનાનો ઘાણ કાઢી નાખ્યો. રાણીના કટકે કટકા થઇ ગયા. સૈનિકો રણમાં સૂતા. માત્ર બાર સાથીઓ સાથે લોહી નીતરતે શરીરે દુર્ગાદાસ બહાર નીકળી ગયો. મોગલાઇ સેના પાછળ પડી, પણ દુર્ગાદાસનાં ઘોડાં અલોપ થઈ ગયાં.

જોધપુર ઉપર બાદશાહી સુબો બેઠો.

* * *

**માતાનું વેર**

કલ્યાણગઢની ડેલીએ દુર્ગાદાસ બેઠો છે બાપદાદાનાં બાર ગામ સાચવી રહ્યો છે. જોધપુર સામે તો નજર મંડાતી નથી. રોજ લશ્કર જમાવવાના તરંગ કરે છે. આઠ આંગળના કપાળમાં કરચલી પડી જાય છે. પણ ક્યાંઇ નાખી નજર પહોંચતી નથી.

દુર્ગાદાસને એક નાનો ભાઇ: નામ જશકરણ: મોટા મલ્લને પછાડી દે એવું શરીર: બહુ જોરાવર હતો. એક દીકરો તેજકરણ: અઢાર વરસની અવસ્થા: વાકડીયાં મોડીયાં: સવા હાથ છાતી: ભુજંગ જેવી ભુજાઓ: તેજકરણનું રૂપ કામદેવને શરમાવતું.

દુર્ગાદાસને આ બે જણની ઓથ હતી.

એકવાર દુર્ગાદાસ પરગામથી આવ્યો. આવીને જુએ તો હડ હડ હડ મહેલ સળગે છે. ગામમા કોઇ માણસનું જણ્યું નથી. દુર્ગાદાસ ઉતાવળો ઉતાવળો મહેલમાં ઘુસ્યો. ખૂણે ખૂણા જોવા માંડયો. મધચોકમાં આવ્યો ને થડક થઇ ગયો. આંખે અંધારાં આવી ગયા. એની માના શરીરમાં અર્ધી તલવાર ખુતી છે. લોહીનું ખાબોચીયું ભરાણું છે. દુર્ગાદાસની આંખ ફાટી ગઇ. ઝટ લોહીવાળી તલવાર ખેંચી લીધી. માને જોઇને આંખમાંથી અંગારા ઝરવા માંડ્યા. ત્યાં તો આગ ઓરડામાં આવી. પડખે જ ચાકર બેભાન પડયો'તો. એને ઉપાડીને દુર્ગાદાસ બહાર નીકળ્યો. મોઢા ઉપર પાણી છાંટયું ત્યાં નોકરને ભાન આવ્યું. ધીરે ધીરે એણે બધી વાત કરવા માંડી.

"કંટાળીયાનો સરદાર સમશેરખાન માજીને મારી, મહેલમાં આગ મૂકી, ગામ લુંટીને ભાગી ગયો; આ તલવાર એની જ છે."

દુર્ગાદાસે પાણી મૂકયું કે–"આની આ તલવારે મારી માના મારતલને ન મારૂં તો હું રજપૂતના પેટનો નહિ !" જશકરણ ને તેજકરણ પણ ધુંધવાઈ ગયા. ત્રણે જણ ડુંગરામાં ગયા. એક ટેકરી ઉપર ચડીને જશકરણે રણશીંગડું ફુંકયું. પચાસ સાઠ ભીલ દોડતા આવ્યા. દુર્ગાદાસને પગે પડીને ઉભા રહ્યા. દુર્ગાદાસે બધી વાત કરી દીધી. સૌ ઉપડયા.

કંટાળીયાના ગઢમાં મધરાતે પહેરેગીર ઝોકે ગયા છે. કુતરૂંય રોતું નથી. કાકા દુરંગદાસની ટોળી પહોંચી. એકને ખભે બીજો ને બીજાને ત્રીજો એમ માણસની નીસરણી બનાવીને ગઢમાં દાખલ થઈ ગયા. સીધા ખાનને ઉતારે ગયા.

દુર્ગાદાસ જેવા સાવજની માને મારીને ખાન નિરાંતે ઘોરે છે. દુર્ગાદાસ એને મન મગતરૂં છે. ત્યાં બારણા ઉપર એક પાટુ પડી ને ધણુણુ મહેલ આખો ગાજી ઉઠયો. ખાન પલંગમાં બેઠો થઇ ગયો. બીજી ને ત્રીજી પાટુએ ફડાક કરતાં બારણાં ઉઘડી ગયાં. વકરેલ વાઘ જેવો દુર્ગાદાસ ખાનની છાતીએ ચડી બેઠો.

ખાને તો મોટા મહીપતિને નમાવ્યાં'તા. એની બહાદુરી દક્ષિણના રાજા પણ જાણતા. ખાને ઝબ જમૈયો ખેંચ્યો. દુર્ગાદાસે જમૈયાવાળો હાથ મરડી નાંખ્યો. અવળે હાથે તલવાર ઝીંકી. માથું ઉડાવી દીધું. બહાર

નીકળીને જુએ તો તાશેરો મચ્યો છે. જશકરણ ને તેજકરણ સિંહની જેમ ત્રાડે છે. કેટલાયને ઘાયલ કરી દુર્ગાદાસ ડુંગરામાં ભરાઈ ગયો.

પણ બાદશાહનું સૈન્ય સુખે બેસવા દેતું નથી. દુર્ગાદાસ સાવધાન રહે છે. થોડા બેઠા બેઠા ઉંઘે છે. ભાલે ભાખરી ચેક છેઃ હેઠે ઉતરતા નથી. આવી હુશિયારી સાભળીને બાદશાહ પણ કાન પકડી ગયો. એને થયુંઃ "આ તો બીજો શિવાજી પાકયો." દુર્ગાદાસ પાસે માત્ર આઠ જ સાથી રહ્યા છે. તોય હિંમત હારતા નથી. ઇશ્વર ઉપર આધાર રાખીને બેઠા છે. જોધપુરની ગાદીએ જશવંતસિંહના કુંવર ન બેસે ત્યાં સુધી એને જંપ નથી. બેઠા બેઠા હજાર ઘાટ ઘડે છે.

* * *

**ગંભીરસિંહ ને રૂપસિંહ**

મહાસિંહ ઠાકોર દુર્ગાદાસના પરમ મિત્રઃ સાથે રમેલા, સાથે જમેલા, સાથે જુદ્ધે ચડેલાઃ એને ખબર પડી કે દુર્ગાદાસને માથે બાદશાહ કોપ્યો છે. ડુંગરામાથી બહાર નીકળવા દેતો નથી. મહાસિંહનો જુવાન કુંવર રૂપસિંહઃ એને લડવાનો ભારે શોખઃ ઈ કહે "બાપુ ! મને સૈન્ય આપો હું કાકાની મદદે જાઉં." મહાસિંહે ત્રણસો સવાર આપ્યા. રૂપસિંહ ચાલી નીકળ્યો.

અરવલ્લીના ઉંચા ડુંગરઃ એની પાતાળજેટલી ઉંડી ખીણોમાં દુર્ગાદાસ વસે. ડુંગરની વાટ ઘોર ઝાડીમાં થઈને નીકળે. ઝાડીમાં વિકરાળ વાઘ ચિત્તા વસે છે. ઉપર ડુંગરે ડુંગરે ચોકી-પહેરા ગોઠવાઈ ગયા છે. એકેય માર્ગ રેઢો નથી. રૂપસિંહ અરવલ્લી ફરતો ફેરા ફરે છે. કયાંથી ચડવું એ સૂઝતું નથી. એવામાં સામેથી એક ઘોડેસવાર આવતો દીઠો. કોઈ જુવાનડો હતો. પાસે આવ્યો ત્યાં ઓળખી લીધો. રૂપસિંહની ફઈનો દીકરો ગંભીરસિંહઃ બેય ભાઈ ભેટી પડયા. રૂપસિંહ કહે "પણ ગંભીર! તું કયાંથી ?"

"હું દુર્ગાદાસજીને શોધવા નીકળ્યો છું. મારે એમના સૈન્યમાં દાખલ થવું છે."

"ત્યારે તો આપણે સાથ થયો. હું પણ કાકા સાહેબની મદદે જ જાઉં છું. પણ ગંભીર! આડી બાદશાહની ચોકીઓ પડી છે. આપણે મફતની ચકમક ઝરે ને આ ત્રણસોમાંથી ઓછા થાય એ ઠીક નહિ. તું ભારે જુક્તિબાજ છો. કાંઈક જુક્તિ કાઢ."

ગંભીરે જુક્તિ ગોતી કાઢી. ઘોડેથી ઉતર્યો. આઠ વાંસ કાપીને ઠાઠડી બનાવી રૂપસિંહને કહે "હવે મને આમાં બાંધી દ્યો. તમે બધા હથિયાર સંતાડી દ્યો. ઘોડાં ઝાડીમાં બાંધી આવો. માથે ફાળીયાં ઓઢી ત્યો અને "રામ બોલો! ભાઈ રામ!" કરતા ચાલો. કોઈ સિપાઈ

ટપારે તો કહેજો કે અમારી કુળદેવી આ ડુંગરામાં છે. ત્યાં બાળવાની બાધા રાખી છે."

ઠાઠડી બાંધીને સૌ ઉપડયા.

"રામ બોલો ભાઇ રામ!" "રામ બોલો ભાઇ રામ!" ત્યાં ચોકી આવી. સિપાઈ રોફથી આગળ આવ્યો. બધાને ઉભા રાખ્યા. "કયા હૈ?"

"મડદું છે. બાળવા જવું છે. માનતા છે."

"અચ્છા દેખને દો." સિપાઈએ ગંભીરને નાકે આંગળી મૂકી જોઈ પણ ગંભીર તો શ્વાસ ચડાવી ગયેલો. હાથ, પગ, માથું બધું ટટ્ટાર: હલે કે ચલે.

"અચ્છા, લે જાઓ!"

"રામ બોલો ભાઇ રામ!–" કરતા ઉપડયા.

દુર્ગાદાસે અવાજ સાંભળ્યો. શિલા ઉપર ચડીને જુએ છે તો મોટું ટોળું. જોતજોતામાં સૌ આવી પહોંચ્યા. ઠાઠડી નીચે મૂકી બંધ છોડયા. ગભીર કૂદીને કાકાના પગમાં પડી ગયો: દુર્ગાદાસે હાથ ઝાલીને ઉઠાડયો. ગંભીરને તરત ઓળખી લીધો. ગભીરના બાપુ એમના ભાઈબંધ. રૂપસિંહને મળ્યા. મહાસિંહના ખબર પૂછયા. મધરાત સુધી વાતો કરીને સૌ સૂતા.

* * *

પ્રાગડના દોરા ફુટયા ને કૂચ કરી. પહેલી ચોકી

આવી. ત્યાં ઝપાઝપી થઇ. મોગલ જીવ લઇને નાસી ગયા. દુર્ગાદાસ આગળ ચાલ્યો.

સોજીતગઢ લીધો. સોજીતગઢના પાદરમાં પડાવ નાખ્યો. એનાયતખાન સોજીતગઢનો સૂબો. આખા મારવાડમાં હાક વાગે. દુર્ગાદાસ આવ્યાના ખબર સાંભળી ગઢ ઉપર સૈન્ય ગોઠવી દીધું. બીજે દિવસે સવારે લડાઇ જાહેર કરવાનું નક્કી કર્યું.

સાડા ત્રણસો રજપૂતો અર્ધા જાગતા રાત ગાળે છે. દુર્ગાદાસ બરાબર સાવધ થઇને બેઠો છે. એમાં ચાર પાંચ હાથને છેટે કાંઇક સરપ જેવું પ્રાણી પેટે ચાલ્યું આવે છે. દુર્ગાદાસને થયું કે કોઇ મુસલમાન સૈનિક દગો કરવા આવે છે. ઝબ તલવાર તાણી. વાર કરવા જાય ત્યાં તો "કાકા. કાકા!" કરતો ગંભીર ઉભો થઇ ગયો.

"ગંભીર! અત્યારે કયાં ગયો તો?"

"જરા જોઇ આવ્યો કે ગઢમાં કયાંઇ ગાબડું પડાય એમ છે કે નહિ."

"જોયું?"

"હાજી. પણ અત્યારે ને અત્યારે ઉપડીએ તો થાય. નહિ તો રામ રામ."

તરત હુકમ છુટયો. પગપાળા સૌ ઉપડયા. એક તરફથી ગઢ ઉપર ચડી જવાય તેમ હતું. સૌથી પહેલો ગંભીર જઇ ઉભો. પછી તો બે, ત્રણ, પાંચ, દસેક ચડયા.

ત્યાં મુસલમાનો જાગી ગયા તલવાર ખેચીને સામા આવ્યા ગભીર માડ માડ દરવાજે પહોચ્યો દરવાજો ખોલતા તો એને શરીરે પાચ ઘા પડયા પણ એ તો ગભીર! જોર કરીને દરવાજો ખોલી નાખ્યો જગતકરણ ને તેજકરણ ફરી પડયા અચાનક હુમલાથી મુસલમાની સૈન્ય ગભરાઇ ગયુ સોજીત સૂબેદાર એનાયત ભાગ્યો સોજીતગઢ ઉપર + અજીતસિહની આણ ફરી ગઇ

*　　*　　*

મારવાડને ગામડે ગામડેથી રજપૂત ચાલી નીકળ્યા હાથમા જે આવ્યુ તે હથિયાર લઇને દુર્ગાદાસને જઇ મળ્યા નાના મોટા રાજાઓ દુર્ગાદાસને પડખે ચડ્યા આઠ દિવસમા દેસુરીનો મજબુત ગઢ લીધો જોધપુર જવાની તૈયારી કરી મેવાડના મહારાણા રાજસિહે મદદે આવવાનુ કહેણ મોકલ્યુ મહારાણાએ પોતાના વીર પુત્ર જયસિહની સરદારી નીચે એક હજાર સૈનિક મોકલ્યા

"વીર દુર્ગાદાસની જય"

સૈન્ય લઇ દુર્ગાદાસ જોધપુર માથે પડયો જોધપુરનો સૂબો દિલાવર સામે આવ્યો ખુનખાર લડાઈ થઇ ઘડીભર દિલાવરે રજપૂત સૈન્ય સામે ટક્કર ઝીલી પણ જ્યારે ગભીરસિહ, તેજકરણ જગતકરણ ને કુમાર જયસિહ એક સામટા તૂટી પડયા ત્યારે એના પગ ઉખડી ગયા દિલાવરખાન કેદ પકડાયો

+ કોઈ ઇતિહાસમા 'અમરસિહ' નામ આપે છે

જોધપુર ઉપર મહારાજા જશવતસિંહની ધજા ફરકવા માંડી "વીર દુર્ગાદાસની જય!" થી ગગન ગાજ્યુ ઘેર ઘેર આનંદ-ઓચ્છવ થઈ રહ્યો

* * *

ભર કચેરીમાં બાદશાહ ઔરંગઝેબે ત્રાડ મારી – "દુર્ગાનું માથુ કાલ સવારે હાજર કરો!" નહમદખાન અને તૈમરખાન ઉભા થઈ ગયા જબરૂ તૈખરને તોર ઉતાર્યો લશ્કર લઈ ચાલી નીકળ્યા માથે શાહજાદો અકબર પણ છે માર માર કરતા જોધપુરને પાદર આવ્યા ગઢને ઘેરો ઘાલ્યો

દુર્ગાદાસ તૈયાર જ હતો જોધપુરના કોઠા ઉપરથી કાળ ઝાળ ગોળા વછુટયા હડુડુડુ હમ્મમ્મમ્! ! ખરખરો જગ મચ્યો તૈમરખાનના ગોળાએ ગઢના કાંગરા આકાશે ઉડાડયા દુર્ગાદાસ ત્રણ દિવસ ગઢમા રહ્યો ત્યા તો મુઝાઈ ગયો બધાય સરદારોને બોલાવ્યા સલાહ પૂછી કે "કાલ સવારે દરવાજા ખોલીએ તો કેમ? આમ પૂરાઈ રહેવુ તો નથી ગમતુ "

"અમે સૌ રાજી છીએ " બધા એક મત થઈ ગયા

સવાર પડીને જોધપુરના દરવાજા ઉઘડયા સૌને મોખરે વીર સેનાપતિ દુર્ગાદાસ છે ઉગતા સૂરજ સામે ભાલો ચમકારા કરે છે પાછળ વાંકડી મૂછાળા, કરડી નજરવાળા ગભીરસિહ, તેજકરણ ને જશકરણ ચાલ્યા આવે છે પાછળ સાગર જેવડી સેના! રજપૂત સૈન્ય

દેખીને શાહજાદા અકબરે સલાહ આપી "તૈમરખાન! આને નહિ પહોંચાય" બીજા સરદારે સામાં હા મેળવી પણ તૈમરખાન આગનો તણખો મૂછના આંકડાને ત્રણ ત્રણ વળ ચડાવીને કહે "એ, શું દમ દુર્ગા આવે તારામાં શું? હું આલમગીર બાદશાહનો સરદાર પાછો હઠું? તો તો ધરતી રસાતાળ જાય!

એકદમ "દીન દીન" ની ગર્જના કરીને હાથી આગળ કર્યો વીસ હજાર જોદ્ધા સાથે ઉતરી પડયે "બાદશાહ ઔરંગઝેબકી જય" "બાદશાહ આલમગીરકી જય"–કરતો ઘુમવા માંડયો મોગલ સૈન્યમાં ઝનુન આવી ગયું રજપૂત સૈન્ય હઠવા માંડયું દુર્ગાદાસે ઘોડો ઠેકાવ્યો બરાબર તૈમરની સામે જઈને ઉભા. તૈમરે દુર્ગાદાસને દીઠો ને ભાલો ઉપાડયો, જોર કરીને ફેંકયો દુર્ગાદાસ નીચો નમી ગયો ઘા ખાલી ગયેલ જાણીને તૈમર તલવારનો છૂટો ઘા કરવા જાય છે ત્યાં તો દુર્ગાદાસને ભાલે તૈમરનું ગળવું વીંધાઈ ગયું

તૈમરખાન પડયો અકબરે ધોળી ધજા ચડાવી દીધી. દુર્ગાદાસે પણ લાગ જોઈને ધોળો વાવટો ચડાવ્યો બન્ને સૈન્ય શાંત થઈ ગયા તલવારો મ્યાન થઈ મહમદખાન ને શાહજાદો અકબર શરણે આવ્યા મુસલમાન સૈનિકોનાં હથિયાર લઈ બધાને જોધપુરના કિલામાં રાખ્યા

"વીર દુર્ગાદાસની જય" થી જોધપુર ડોલવા માંડ્યું.

**ઔરંગઝેબ ઉપડયો!**

આંખ, પાંપણ, મૂછ ને દાઢી બધુંય ધોળું થઈ ગયું છે. તોય બાદશાહને જંપ નથી. રાતદિવસ જોધપુરની ચિંતા કરે છે. એમાં સ્નાનના સમાચાર મળ્યા. પગથી તે માથા સુધી લાગી ગઇ. થર થર થર કાયા કંપવા માંડી. બુઢ્ઢો ઔરગઝેબ ઘડીભર જુવાન થઈ ગયો. કૂદીને ઉઠયો. સેના સજ કરી પોતે મોખરે ચાલ્યો. જોધપુરને માથે અટ્ટુ વાગવા અને દુર્ગાને જીવતો પકડવા મોગલરાજ નીકળ્યો.

મોગલ સેના ચાલી જાય છે. સાથે પાંચ હજાર તો નોકર ચાકર છે. હજામ ને કુંભારનો તો પાર નથી પડાવ પડે ત્યાં દુકાનો મંડાઈ જાય. રીતસર મીઠાઇની દુકાનો. પાનપટ્ટી, કાવાકાણી, શાક મારકીટ, ફુલ બજાર તેલ બજાર: નાનકડું શહેર જોઈ લ્યો. મોગલ બાદશાહનો પડાવ એટલે દિલ્હીનું મોતી બજાર: સાથે જનાનો પણ લીધો છે. જનાના માટે તંબુ જુદા: દાસ દાસીઓ જુદાં: નહાવા માટે તાજા હોજ તૈયાર.

સૈન્યમાં હાથી, ઘોડા, ઉંટનો કોઇ સુમાર નથી આસપાસનાં ગરીબ ખેડુતનાં ખેતર સાફ થતાં જાય. બાર બાર માસની કાળી મહેનત ચટ કરી ગયા. ખેડુને ખાવા ધાન ન રહ્યું. બળદને ખાવા તરણું ઘાસ ન રહ્યું. કાળો કેર વરત્યો. પણ બાદશાહને કોણ પૂછે ? બાદશાહ આલમગીરનું નામ પડે ત્યા છોકરાં રોતાં રહી જાય. સામે બોલના

ની જીભ ખેંચી કાઢે મન માન્યા જુલમ કરતું સૈન્ય અજ-
ેર પહોંચ્યું. અજમેરમાં બાદશાહનો સુબો રહેતો. બે
ાઉ સામો લેવા આવ્યો. બહુ બહુ આદરમાન આપીને
હેરમાં તેડી ગયો. સૈન્યે ગામ બહાર પડાવ નાખ્યો.
ર્ગાદાસને ખબર કહેવરાવ્યા કે, "લડવા માટે તૈયાર
ાઓ, નહિતર આવીને ચરણે નમો."

કાકો દુર્ગાદાસ તો તૈયાર જ હતો. જોધપુરનો ગઢ
ાચવવા પાંચ હજારનું સૈન્ય રાખી બાકીનું સાથે લઇ
ધું. દેસુરીના કિલ્લામાં આશરો લીધો. બાદશાહ પોતે
ડવા આવ્યાના સમાચાર જાણી મેવાડી રાજકુંવર જય-
ંહ સેના સાથે આવી પહોંચ્યો.

અજમેરથી બાદશાહે કૂચ કર્યાના સમાચાર જાણી
ર્ગાદાસ સામે ચાલ્યો. દેબારીની ભયંકર નળમાં ઓહક
ંધ્યા. નળ એવી સાંકડી કે બે ઘોડા માંડ સાથે ચાલે. સૈન્ય
ગોઠવી દીધું. મોખરે ભાખરજી સો-

દેબારીનું યુદ્ધ.

લંકી: શામળદાસ મેડતીઓ: હાથીના
કુંભસ્થળ ભાંગે એવા મહા જોરા-
રજપૂત: દુશ્મન જોતાં ચેત ફાટી પડે એવી એની
યાઓ: એની પાછળ તેજકરણ ને જશકરણ ઘોડે
ડીને ઉભા. એમ કતાર ગોઠવાઇ ગઈ. ગંભીરસિંહ
ગુસો બાણાવળી લઈ બેય ડુંગરી ઉપર બેસી ગયેલ.
ામ સૈન્યની રચના થઇ રહી ત્યાં બાદશાહની ફોજ
માણી. ઝપાટાબંધ ચાલી આવે છે. કોઈનો ડર જ

નથી. બેક હજાર ઘોડેસ્વાર નજ્યમાં પેઠા એટલે રણશીંગડું ફુંકયું. ભાખરજી તૂટી પડ્યો. શામળદાસ માંડયો દેવા. બાદશાહ તો "આગે ચલો!" "આગે ચલો!" કરે છે ત્યાં ઉપરથી તીરનો મારો થયો. મુંઝાઈને પાછા હઠવાની તૈયારી કરે છે ત્યાં પાછળથી રાણા જયસિંહે મારગ રોકી લીધો. ત્રણે કોરથી ઘેરી લીધા. બાદશાહ બરાબર સપડાઈ ગયો. સરદારોને શૂર ચડાવવા માંડયો. શેરખાં ને અશેરખાં, સમશેરખાં ને ઉસરખાં, ચમરખાં ને પગરખાં, બધા જ તૂટી પડ્યા. દેકારો બોલ્યો.

**બાદશાહ પલાયન!**

રાત પડી તોય લડાઇ બંધ ન પડી. રજપુતો જોરમાં છે. બાદશાહ કળી ગયો કે આમાં જીતવું મુશ્કેલ છે. અરે જીવતા ઘર ભેગા થઈએ તો ખુદાનો અહેસાન. રાતના અંધારામાં કોણ દેખે છે? બાદશાહ ધીરે રહીને હાથીએથી ઉતર્યો. ઉતરીને ભાગ્યો. પણ એની હિંમત! ગજબનો છાતીવાળો! ઉપરથી તીર ને પથરા પડે છે તોય ઝાડ-પાન ઝાલીને ઉપર ચડી ગયો. અજમેર રસ્તે અંધારામાં અલોપ થઇ ગયો. એમને એમ કેટલાય ચોબાર ગણી ગયા. સવાર સૂધી લડાઈ ચાલી. અજવાળું થયું. જુએ તો થોડાક પાક અફઘાન ને ટેકીલા કાબુલી સિવાય બધા રવાના થઇ ગયા છે. ભાગી જવા કરતાં સામી છાતીએ મરવું પસંદ કરનારા એ પઠાણ અને કાબુલી રજપૂત ઉપર ઉતરી પડયા. મરણીયાને કોણ

ખાળી શકે ? રાણા રાજસિંહનો બીજો પુત્ર ભીમસિંહ તાજો જ આવેલો છે. એણે હામ ભીડી. એક ઘડીમાં નજથ આખી સાફ કરી નાખી. બાદશાહ અજમેર પહોંચ્યાના ખબર મળી ગયા, એટલે રજપૂત સેના દેસુરીના ગઢમાં આરામ લેવા ચાલી ગઈ.

* * *

**શરણાગત**

બાદશાહ ઔરંગજેબનો શાહજાદો અકબર દુર્ગાદાસને શરણે આવ્યો. દુર્ગાદાસ તો શરણાગતનો પાલણહાર: દુશ્મનનો દીકરો હોય કે પોતાનો. એનો વિચાર દુર્ગાદાસને નથી. પણ માથે બાદશાહ જેવો જોરાવર દુશ્મન બેઠો છે એ વાત એને મુંઝવે છે.

કોઈ એવે ઠેકાણે અકબરને મૂકી આવવો જોઇએ કે જ્યાં બાદશાહની કારી ન ફાવે: દુર્ગાદાસે નિશ્ચય કર્યો. જયસિંહ, ભીમસિંહ, ગભીરસિંહ, તેજકરણ ને જશકરણ બધાને બોલાવ્યા. પંદર દિવસની રજા માગી. "બસ પંદર દિવસ મારવાડ સભાળો. અકબરને પાતાળમાં સંતાડી આવું."

બધાએ રાજી ખુશીથી રજા આપી. દુર્ગાદાસ દસ માણસો સાથે શાહજાદાને મૂકવા ચાલ્યો.

અરવલ્લી પહાડની લાંબી લાંબી હાર વટાવી. નર્મદા, તાપીનાં તીર તરી ગયા. વિંધ્યાચળનાં વન

વીંધીને ગોદાવરી તીરે આવી પહોચ્યા ગોદાવરીના નિર્મળ નીર ધીરે ધીરે વહે છે આસપાસ પચીસ પચીસ ગાઉમા કાળીગાર ઝાડી પથરાઇ પડી છે બધુ જોતા જોતા નદી તીરે ચાલ્યા જાય છે, ત્યા પાચ વડલા આવ્યા વડવાઇઓ સામ સામી અથડાઈ ગઇ છે મૂળ કે થડની ખબર ન પડે એવી વડવાઇઓ જામી ગઇ છે સૂરજના કિરણુન પેસવા ન દે એવી ઘાટી છાયા પથરાણી છે આવા ઘેઘુઘ વડલા નીચે રામ સીતા ને લક્ષ્મણના મદિર ચણ્યા છે પચવટીના તીર્થમા સ્નાન કરી દેહનું કલ્યાણ કર્યું રામ સીતાને ચરણે નમીને આગળ ચાલ્યા

શભાજી રાજાની રાજધાની સતારામા પહોચ્યા શિવાજી મહારાજના કુવર એમના રાજમા અકબરનો કોઇ વાળ વાકો ન કરે શભાજીરાજા દુર્ગાદાસને નામથી જાણે ખબર કહેવરાવ્યા સામા લેવા આવ્યા અકબરની સોપણ કરી દુર્ગાદાસને બીક હતી કે આ અકબર મુસલ માન અને તેમા ઔરગઝેબનો દીકરો એટલે કયાક ના પાડશે પણ ના ન પાડી સગા ભાઈની જેમ સાચવવાનું કબુલ કર્યું દુર્ગાદાસ અરપ વળી નીકળ્યો

* * *

દુર્ગાદાસ આવીને જુએ તો અજમેર ફરતુ રજ પુત સૈન્ય ઘેરી વળ્યુ છે બાદશાહને બરાબર સપડાવ્યો છે. આજ સૂધી ઔરગઝેબ આવો નહોતો સપડાયો.

ધાર્યું કર્યું — બરાબર સાંણસામાં આવી ગયો. બાદશાહને બીક પેઠી કે ક્યાંક દિલ્હી જશે. ત્રત જ સલાહનું કહેણ મોકલ્યું.

દુર્ગાદાસને કાંઈ દિલ્હીની ગાદી નહોતી જોતી. એને તો જોધપુરની ગાદીએ જશવંતસિંહના કુંવરને બેસાડવો'તો. બાદશાહે સલાહમાં લખેલું કે "જશવંતસિંહ મારા મિત્ર હતા. એનો કુવર તે મારો કુંવર: એને લઇ આવો. કાલ સવારે મારે હાથે તલવાર બંધાવું." દુર્ગાદાસે મહારાણીની અને સરદારોની સલાહ પૂછી. બધા કહે "ના. ના. હવે તો દિલ્હી લઇએ તો જ હા."

ડાહ્યા દુર્ગાદાસે બધાને સમજાવ્યા. છેવટ બધા એકમત થયા, બાદશાહને જોધપુર લઈ ગયા.

આંબુના ડુંગરમાંથી અજીતકુંવરને તેડી લાવ્યા. જુના ગોઠીયા સાથે અજીતસિંહ આવ્યો. બાદશાહે ભર કચેરીમાં તલવાર બંધાવી. બાદશાહ દિલ્હી ગયો.

ખાધું પીધું ને રાજ કર્યું.





બોલો—

શૂરા સ્વામીભક્ત

વીર દુર્ગાદાસકી...જય !



# પૃથુરાજ

આજથી આઠસો વરસ પહેલાં દિલ્હીની ગાદીએ રાજા અનંગપાળ રાજ કરે. અનંગપાળને ઘેર કુંવર નહિ. બે કુંવરી. બન્નેને એકેક દીકરો. મોટીનો

રાજ્યાભિષેક.

જયચંદ્ર, નાનીનો પૃથુરાજ.

પૃથુરાજ જુવાન થયો. મૂછનો દોરો ફુટયો. સાડા ચાર આંગળ પહોળું કપાળ. રાજતેજ ઝળકી ઉઠયું. છાતી સવા હાથ પહોળી ખેંચાઇ ખભા ઢાલ જેવડા પહોળા થઇ ગયા. આંખમાંથી વારની ધાર જેવું તેજ ઝરવા માંડયું.

મલ્લકુસ્તી, પટ્ટાબાજી, ઘોડેસ્વારી, એવી એવી યુદ્ધ કળા શીખી લીધી પૃથુરાજ બાણ મારવામાં તો બીજો અર્જુન આંખે પાટા બાંધીને નિશાન પાડે એવું ધનુષ કોઇથી ચડાવાય નહિ ચડાવવા જાય તો હાડકાનો માળખો બહાર નીકળી પડે એવા જબ્બર ધનુષને કાન સૂધી ખેંચીને જે ઘડીએ બાણ ચડાવે ત્યાં.—

धरा मेरु सब डोलते
सुन पिथलराज टंकार।

પૃથુરાજના આવા અનોખા પરાક્રમ જોઇને દાદા અનગપાળનુ મન માની ગયુ દિલ્હીની ગાદી પૃથુરાજને આપવાનો એણે નિરધાર કર્યો કાશી-ઉજ્જેનના પડિત બોલાવીને મૂરત જોવરાવ્યુ સારો દિવસ ઠરાવીને દેશ પરદેશ કંકોતરીઓ મોકલી દીધી પૃથુરાજના બાપ સોમેશ્વર અજમેરમા રાજ કરતા એને પહેલી કંકોતરી મોકલી.

દિલ્હી શહેરમા ધમાલ મચી રહી આઠ આઠ દિવસથી શહેર શણગારાય છે રાજમાર્ગ ધજાપતાકાથી દીપી રહ્યો છે આંબા ને આસોપાલવનાં તોરણ દરવાજે દરવાજે બાંધી દીધાં છે ફુલેલ તેલ ને સુગધી અત્તરનાં છાંટણા થઈ રહ્યાં છે વેપારીઓએ દુકાનોને રંગરોગાન લગાવી ભભકદાર બનાવી છે. આવતી કાલ સવારના પહેલા પહોરનું મૂરત છે.

સૂરજ નારાયણે કોર કાઢી ત્યા તો બ્રાહ્મણોએ પીળા પીતામ્બર પહેર્યાં, હાથમા કાશીના લોટા લીધા, કાશ્મીરી શાલો ઓઢી અને રૂપે મઢેલી ચાખડીઓ પહેરી ને ચટાક ખટાક, ચટાક ખટાક કરતા ગજમહેલ તરફ ચાલી નીકળ્યા

દરબાર શણગારનારે આજ હદ વાળી દીધી છે. ઉપર ઝુમ્મર હાંડી, તખ્તા શોભી રહ્યા છે બેય તરફ હારબંધ સોના રૂપાના સિંહાસન મંડી ગયા છે સામે સૌથી ઉંચું રત્નજડિત સિંહાસન પૃથુરાજ માટે ગોઠવ્યુ છે ફરતી સુગંધી ફુલોની વેલ વીંટી છે આખા મંડપમા કસ્તુરી મ્હેકી રહી છે

ચાર પંજાબી જોદ્ધા મંડપની રખવાળી કરી રહ્યા છે પાછલા પહોરની નોબત ગડગડી ને દરબાર ચિકાર ભરાઇ ગયો

“ મહારાજાધિરાજ પૃથુરાજ મહારાજકી જય ”— છડીદારે નેકી પોકારી અડડડડ આખો મંડપ ઉભો થઇ ગયો સૌના નમસ્કાર ઝીલતો પૃથુરાજ સિંહાસન તરફ ચાલ્યો પૃથુરાજને માથે કાશ્મીરી મુગટ, કાનમા સવા સવા લાખના કુંડળ, ગળામા નવલખા હાર, ને કેડે લાંબી તલવાર ઝુને છે એના પ્યારા ધનુશ્ને સાચા મોતી ટાંકયા છે બેય છેડે નીલમ જડ્યા છે

પૃથુરાજ સિંહાસને બેઠો તેવા જ દાદા અનંગપાળ

ઉઠયા. પોતાની તલવાર પૃથુરાજને બધાવી. ફરી પૃથુરાજની જયથી મંડપ ગરજી ઉઠયો. બ્રાહ્મણોએ આશીર્વાદ દીધા બદીજનો સ્તુતિગાન કરી રહ્યા એટલે ચંદ બારોટ ઉઠયા. ચંદ બારોટની જીભે સાક્ષાત્ સરસ્વતી વસે. સિંહાસનની સામે આવીને બારોટજીએ લલકાર કર્યો:—

जैसो कुंदनमें दीपे कोहिनूर अनूप
वैसो राजसभामहीं बैठो पिथ्थल भूप।

અને

ચડે ફોજ ચહુદિશ, ગડ્ડ્ડ્ડ્ ત્રબાળુ બજ્જકત,
ચડે ફૌજ ચહુદિશ, ધણણણણ ધરણી જયું ધ્રણુણત.
ચડે ફોજ ચહુદિશ, કડડડડ મેરૂજયું કડકત
ચડે ફૌજ ચહુદિશ, ભડ્ડ્ડ્ડ્ ભુજંગમ ભડકત.
ચડે ફૌજ ચહુદિશ, બિજલીયાં બાદલ સળકત,
ચડે ફૌજ ચહુદિશ, હોકારે સિંહ જયું ડણકત-
ચડે ફૌજ ચહુદિશ, પિથલસી દિલ્લી ધરપત.

એક એકથી ચડીયાતી બિરદાવળી બોલીને બારોટજી બેસી ગયા. ત્યાં આબુનો પરમાર રાજા જેતસી ઉઠયો. સિંહાસન આગળ શ્રીફળ મૂકીને સોમેશ્વરને કીધું કે "મારી કુંવરી ઇચ્છનકુમારી પૃથુરાજને આપું છું."

જેતસી પરમારનું શ્રીફળ સ્વીકાર્યું. રાજસભા 'પૃથુરાજની જય' પોકારી બરખાસ્ત થઇ.

*  *  *

એ વખતે ગૂજરાતમાં ભીમદેવ સોલંકીનું રાજ. ભીમદેવ બહુ જબરો હતો. જેવો જબરો એવો જ ભોળો. બધા એને ભોળો ભીમદેવ કહેતા.

ભોળો ભીમદેવ

ભોળા ભીમને ખબર પડી કે જેતસી પરમાર પોતાની રંભા જેવી રૂપાળી કુંવરી પૃથુરાજને પરણાવે છે એને તો પગથી માથા સુધી લાગી ગઈ. 'બસ મારા જેવો બળવાન રાજા ગૂજરાતમાં બેઠો છે ને એ દિલ્હી કુંવરી દઈ આવે. જોઉં છું કુંવરી કેમ દિલ્હી જાય છે તે.' તરત હુકમ છૂટ્યો. સૈન્ય તૈયાર થયું. વગર શુકને ચાલી નીકળ્યો. એ તો કહે "મરદને વળી શુકન અપશુકન શાં?"

આબુના રાજાને તો કુદરતી ગઢ કિલ્લા ચારેકોર ઉંચા ઉંચા ડુંગર. વચ્ચે રાજમહેલ. પણ ભીમદેવથી સૌની રાડ ફાટે. જેતસીએ સોમેશ્વરને અને પૃથુરાજને ખબર મોકલ્યા કે "ભીમદેવ કુંવરી લેવા આવે છે."

સોમેશ્વરને અજમેર ખબર મળ્યા; પૃથુરાજને દિલ્હીમાં. સોમેશ્વર સૈન્ય તૈયાર કરવા માંડ્યો પૃથુરાજ તો એક ઘડી ખોટી ન થયો. પોતાના ચુટી કાઢેલા દસ શૂરવીરને લઇ સીધો મારતે ઘોડે આબુ જઈ પહોંચ્યો. રાતો રાત લગ્ન થઇ ગયાં. ઇચ્છનકુંવરીને લઈ દિલ્હી પહોંચી ગયો.

ભોળાભીમને ખબર પડી કે રાતોરાત કુંવરીને ઉપાડી ગયા. હવે તો માર્યા વગર ન મૂકું. આબુ ઉપર

સૈન્ય પડયું. પરમાર બહાદુરીથી લડયા પણ ફાવ્યા નહિ. જેતસી શરણે આવ્યો.

એમ ભોળો ભીમ બહુ ઉદાર. ઘડીકમાં વેર ભૂલી જાય. જેતસીને આબુનું રાજ પાછું સોંપ્યું. પોતે સોમેશ્વર સામે વેર વાળવા ચાલ્યો

રસ્તામાં જંગ મચ્યો ખુનખાર લડાઇ થઈ. સોમેશ્વરનું માથું ઉડાડી ભીમદેવ ગૂજરાતમાં ચાલ્યો ગયો.

* * *

દિલ્હીનાં લોક સુખીયાં થઇ ગયાં. પૃથુરાજ રામરાજ ચલાવે છે. રૈયતને દીકરા જેમ પાળે છે. દીનદુઃખીઆની દાદ મોઢામોઢ સાંભળે છે. અંધારે પછેડો ઓઢી નગર ચર્ચા જોવા નીકળે છે. રૈયત કહે છે "આ તો બીજો રામ પાકયો."

ગૂજરાત પર ચડાઇ.

અને પૃથુરાજની પડખે ચોસઠ સરદારો બેસે છે: કવિરાજ ચંદ બારોટ એમના ખાસ મિત્ર. ચંદ મોટો લડવૈયો પણ ખરો. દસ હજારની સેનાનો સરદાર બનાવ્યો'તો. સૌથી જબરો ચામુંડરાય: ધમ ધમ ધરતી ધ્રૂજે, બોલે ત્યાં આભમાં પડઘો પડે, રાડ પાડે ત્યાં હાથી ફાટી પડે. ડીલની ચડી નાનકડા હાથી જેવી. હથીઆરમાં ગદા. કહે છે કે એ ચામુંડરાય પોતાના દસ હજુરીઆને લઇને શીરાવા બેસતો ત્યારે:—

रिंगें दूर मण पंच, सेर पेंतीस सुसकर
अन्न नव ताकडी खाय, और एक मोटा बक्कर;
कालकूट अधसेर, सवामण घृत सुपोषन
कस्तूरी अदसेर, शेर इक केसर चोपन;
मण चार दहीं महिषी तरन् भोजराज मट [illegible] भरे
सवा पहोर दिन चडनहीं, शींगमगी चामुंड करे.

ચામુંડરાય જેવો જ હાહુલીરાય હતો. એ બે સરદાર હોય ત્યારે પૃથુરાજ સવામણની સેજમાં સૂઈ રહે. ગિજનીનો શાહબુદ્દીન પાંચ પાંચ વાર દિલ્હી લેવા આવ્યો, પણ પાંચેય વાર માંડ ઘરે પહોચ્યો.

એકવાર પૃથુરાજ શેતરંજ ખેલે છે. સામે મહા બુદ્ધિશાળી પ્રધાન કૈમાસ છે. બેય રમતમાં મશગુલ થઇ ગયા છે.

એમાં ચોપદારે આવીને હાથમાં કાગળ મૂકયો. પૃથુરાજે પ્રધાનજીને વાંચવા આપ્યો. કૈમાસ મનમાં વાંચે છે. વાંચતાં વાંચતાં એનું મોઢું કાળું પડવા માંડયું, રંગ બધો ઉડી જવા માંડયો. પૃથુરાજે અધીરા થઇને કાગળ ઝડપી લીધો. વાંચ્યો. વાંચતાં તો થર થર થર કાયા કંપવા માંડી; ક્રોધની ઝાળ પ્રગટી. શેતરંજ ઉડાડી દીધી ને કહે "આ શેતરંજના હાથી, ઘોડા ને પાયદળ ઉડાડી દીધા એમ મારા બાપુના મારનારને ઉડાડી દઈશ!" તરત જ સેના સજ થઈ.

પૃથુરાજે ગૂજરાતને સીમાડે જઇને પડાવ નાખ્યો.

* * *

ભોળા ભીમદેવને ખબર પડી કે પૃથુરાજ આવે છે. ડાહ્યા પ્રધાનજીએ સલાહ આપી. "મહારાજ! આપણે ગઢમાં રહીને લડીએ તો કેમ? આ પાટણનો કોટ પૃથુરાજના બાપથી એ નહિ તૂટે. બહાર આપણે એકલા થઇ પડશું; એ દિલ્હીનો ધણી કહેવાય; એને ન હોય ત્યાંથી મદદ કરનાર મળી આવે."

રજપૂતાનો ધાણ

પણ ભીમદેવ માને! એણે સિંહની જેમ ત્રાડ મારી. પ્રધાનજીને કહે "પ્રધાનજી! હું ભીમદેવ સોલંકી. મારી જેટલી હદમાં પૃથુરાજનાં ઘોડાં ફરે એટલી બ્રાહ્મણોને દાનમાં દઇ દઉં. સમજ્યા, પ્રધાનજી! અને એના બાપને માર્યો પછી ઇ કઇ વાડીનો મૂળો છે?"

પ્રધાનજી મુંગા થઇ ગયા.

બરાબર પૃથુરાજની સામે જ ભીમદેવે તંબુ તાણ્યા. ભોળા ભીમની બહાદૂરી સૌ જાણતા. બીજાની મગદૂર નહિ કે પૃથુરાજ સામે બાથ ભીડે.

પૃથુરાજે ચંદ બારોટને બોલાવ્યા. ધીરેથી કહ્યું, "જુઓ, ભીમદેવ છે બહાદૂર. પણ સાવ ભોળો ને ચડાઉ ધનેડું છે. આવી નજીવી બાબતમાં મફતનાં બેય સૈન્ય કપાઇ મરે તો પછી રજપૂતનું નામ નિશાન ન રહે. એને મનાવો. જો માફી માગે તો મારે બાપનું વેર

વળી રહ્યું."

બારોટજી ચાલ્યા. સાથે પાંચ વાનાં લઈ લીધાં છે: નીસરણી, જાળ, કોદાળી, પાવડો ને દીવો. ભીમદેવના તંબુમા આવ્યા. ભીમદેવે બહુ આદર સત્કાર કર્યો.

"બોલો, કેમ પધાર્યા છો?"

"અમારા મહારાજાને લડાઇ નથી ગમતી. તમે જો માફી માગો તો ચાલ્યા જાય."

"તારા મહારાજા કેવા લાગે છે. એવા રજપૂતના દીકરાને લડાઇ નથી ગમતી? અને ભીમદેવ સોલંકી માફી માગશે? તારા રાજાને કહેજે કે તારા જેવા ભગતડાથી બાપનું વેર નહિ વળાય."

એટલે બારોટજી બદલ્યા એમને થયું કે આ મૂરખ નહિ માને. પોતાની પાંચ ચીજ કાઢી. ભીમદેવને કહે "જુઓ, આ પાંચ જાતની કળા છે. તમે આકાશમાં ઉડી જાશો તો આ નીસરણીએ ચડીને પકડી પાડશું પાણીમાં પેસી જશો તો આ જાળ તૈયાર છે. કુવામાં સતાઈ જશો તો આ દીવો હાજર છે. પાતાળમાં ઉતરી જાશો તો કોદાળી પાવડાથી ખોદી કાઢશું. હવે તમારે જીવતા ઘેર જવાનું નથી, એટલે દિ ઘેર હોય તો માફી માગો પૃથુરાજ દયાળુ છે."

માફીની વાત આવી ને ભીમદેવ ઉઠયો. સરદારોને કહે "જોઇ શું રહ્યા છો? જીભ ખેંચી કાઢો.!" સરદારોએ બારોટજીને ઝાલ્યા., ઉપાડીને, મૂકી આવ્યા.

બારોટજી માંડમાંડ છાવણીમાં પહોંચ્યા ને પૃથુરાજને વાત કરી.

પૃથુરાજે સૈન્ય ઉપાડયું. ભીમદેવ પણ તૈયાર જ હતો. બેય તૂટી પડયા આઠ આઠ દિવસ ઘોર સંગ્રામ ચાલ્યો. કેટલાય શૂરવીર રણમાં પડ્યા. હાથી ઘોડાનો તો સુમાર નથી. પૃથુરાજ ભીમને જ શોધે છે. ભીમદેવ તો મોખરે રહીને જ લડનારો. બરાબર સામે આવીને ઉભો રહ્યો પોતાના વહાલા બાપુના મારતકને દીઠો ને પૃથુરાજે ધનુપ ચડાવ્યું. કાન સૂધી ખેંચીને મૂકયું. ધમમમ કરતું ભીમના પડખામાં ખુચી ગયું. ભીમદેવ જાગી ગયો. તલવાર કાઢીને હાથીએ ચડયો. બેય શૂરા વચ્ચે જામી પડી. બન્નેના શરીરમાંથી લોહી નીતરી રહ્યું છે. એમાં ભીમનો હાથી પડયો. હાથી ઉપરથી ભીમ ઘોડે કુદ્યો ને યુદ્ધ માંડયું. પણ સૈન્યમાં હાહાકાર મચી ગયો. ભીમને હાથીએથી પડતો જોઇ સેના નાસી છૂટી. ભંગાણ પડયું. ભીમે પાછું વાળીને જોયું ને ઘોડો પાટણને માર્ગે દોડાવી મૂકયો.

પૃથુરાજ જીત મેળવીને દિલ્હી પહોંચ્યો. નગરનારીઓએ ફુલડે વધાવ્યો. માતાજીએ મોતીડે વધાવ્યો.

આ લડાઇમાં રજપૂતનો ઘાણ નીકળી ગયો.

* * *

ગિજનીની કચેરીમાં બાદશાહ. શાહબુદ્દીન બેઠો

છે. દાઢીએ હાથ ફેરવે છે. પાંચ પાંચ વાર હાર્યો છે તોય દિલ્હીનો લોભ છુટતો નથી.

શાહબુદ્દીન ઘોરી. લાગ જોતો બેઠો છે. ત્યાં જાસુસે સમાચાર આપ્યા કે "હિંદુસ્તાનના રાજા અંદર અંદર કપાઈ મર્યા છે. રજપૂતનું નામ નિશાન નથી રહ્યું." થોડુંક ઘરનું મરચું મીઠું નાખીને વાત કરી દીધી.

બાર હજાર કાબુલી લઈને ચડયો. કાબુલના ડુંગર વીંધ્યા, પંજાબની પાંચ નદીઓ વટાવી, પાણીપતના મેદાનમાં પડાવ નાખ્યો. આ વખતે તો શાહને એમ છે કે સીધો જઈને ગાદીએ જ બેસી જઈશ. કોઈ રોકનાર નથી. સામા થશે એને ઉડાવી દેશું.

રાતે સૌ સૂઇ ગયા.

જાગીને જુએ તો સામે જબરૂં સૈન્ય. હાથી ઘેડા ને પાયદળનો પાર નથી. તોપો મંડાઈ ગઈ છે. સૂરજ ઉગે એની વાટ જોવાય છે. શાહની તો આંખ ફાટી રહી. સ્વપ્નું છે કે સાચું એની એ ખબર ન પડી.

પૃથુરાજનાં ડંકાનિશાન ગડેડયાં. સૈન્ય આગળ વધ્યું. શાહ પણ 'દીન દીન' ગરજતો હૈયે હિંમત ધરીને સામે આવ્યો. એમ તો શાહબુદ્દીન બહાદુરનો દીકરો. એના કાબુલી મોતનેય 'મીનો' કહેવરાવે; અને જ્યારે ડુંગરા જેવડા ઘોડા માથે ચડીને દુશ્મન ઉપર પડે ત્યારે તો ભુક્કા વેરી નાખે.

બન્ને સૈન્ય ભેટી પડયાં.

શાહના સૈનિકો મરણીયા થઇને લડયા. પણ ચામુંડના મારે ને સીસોદીઆના ટંકારે એમના પગ ઉખડી ગયા. શાહ ભાગ્યો. ચામુંડે ભાગતા શાહને પકડયો. પૃથુરાજ પાસે લઈ આવ્યો.

બધાને મન છે કે આ વખતે તો શાહને ઠુકો કરી નાંખવો. પણ પૃથુરાજ તો પૃથુરાજ! એનું દિલ સાગર સમું ઉદાર. શરણે આવેલાને રજપૂત ન મારે. આઠ હજાર ઘોડા દંડ લઇને શાહને છોડી મૂકયો.

* * *

કનોજનો રાજા જયચંદ્ર: પૃથુરાજનો માશીઆઈ ભાઈ: બાળપણનો ગોઠીઓ: પણ અત્યારે એને વેર બંધાઈ ગયું છે. દાદા અનંગપાળે દિલ્હીનું રાજ પૃથુરાજને આપ્યું તે દિવસથી જયચંદ્રે અબોલા લીધા છે.

કુસંપનું બીજ

જયચંદ્ર દળપાંગળો કહેવાતો. એની સેના બહુ મોટી હતી. આગલો સવાર દશ ગાઉ પહોંચે તોય અહીં દરવાજામાંથી સૈન્ય નીકળતું જ હોય! જયચંદ્રના તાબામાં મોટા મોટા રાજાઓ હતા. આખા ભરતખંડમાં ડંકો વગાડવાની એની હોંશ હતી.

જયચંદ્રે રાજસૂય યજ્ઞ આદર્યો.

દેશ પરદેશના રાજા મહારાજા આવ્યા. કાશી ઉજ્જૈનના પંડિત આવ્યા. નૈમિષારણ્યના ઋષિઓ આવ્યા.

હિમાલયના સાધુ–સંત આવ્યા. ગરીબ–ગુરબાંનો પાર નથી.

યજ્ઞ સાથે કુંવરી સંયુકતાનો સ્વયંવર પણ થવાનો છે. કનોજને પાદર તંબુ તણાવા માંડયા. રાજમહેલની અટારીએથી નજર કરો તો જાણે દૂધનો મહાસાગર!,

રાજસૂય યજ્ઞમાં બધા રાજાને કામ સોંપાય. પૃથુરાજ સિવાય બધા રાજા હાજર હતા. સૌએ કામ વહેંચી લીધાં. પૃથુરાજ માટે પણ કામ નક્કી કર્યું:–દ્વારપાળનું! દરવાજે ચોકી કરવાનું. પૃથુરાજને ખબર પડી ને અગ્નિમાં ઘી પડયું.

સંયુકતા મનમાં મુંઝાય છે. બાપુએ પૃથુરાજનું અપમાન કર્યાની એને જાણ થઈ. નક્કી પૃથુરાજ હવે નહિ આવે. પણ સંયુકતા મનથી પૃથુરાજને વરી ચૂકી હતી. એણે ખાનગી આમંત્રણ મોકલી દીધું.

સ્વયંવરનો મંડપ માણસોની ભીડથી ફાટી પડે છે. સિંહાસનોમાં ઘરેણાના ઝગમગાટથી શોભતા રાજા બેઠા છે. જાણે નાટકના રાજા! કોઇ મોટી મૂછાળા, કોઈ થોભીયાવાળા, કોઈ નમૂછીયા તો કોઈ વાંકડી મૂછને મરડનારા! બધાને થાય છે કે સૌથી રૂપાળો હું છું; સંયુક્તા મને જ વરશે.

મહારાજા જયચંદ્ર મંડપમાં પધાર્યા. સૌએ લળી લળીને નમન કર્યું. જયચંદ્ર સિંહાસને બેઠો ને સૌ બારણા સામે જોઈ રહ્યા.

માન સરોવરની હંસણીની જેમ પગલાં માંડતી રાજ-કુંવરી સભામંડપમાં આવી. દાસીઓ વચ્ચે એનું મુખ પુરૂં દેખાતુંએ નથી. સંયુકતા રૂપ રૂપનો અવતાર હતી. એનું રૂપ જોઈ ચંદ્રમા ઝાંખો થતો. હાથમાં વર-માળા લઈ મંડપ વચ્ચે ચાલી જાય છે. રાજપુરોહિત રાજાઓની ઓળખાણ કરાવતો જાય છે:—

"આ કાશ્મીરનો રાજા. આવો બળીયો....માલવ દેશના ધણીએ આવાં કામ કર્યા.

પણ સંયુકતા તો નીચી નજરે ચાલી જાય છે. કોઈ રાજા ધ્યાનમાં આવતો જ નથી. રાજા બધા ઉંચા નીચા થવા માંડયા. રૂપાળા રૂપાળા ને જબરા જબરા રાજા તો મનમાં ને મનમાં બળી રહ્યા.

રાજકુંવરી ઠેઠ દરવાજે પહોંચી. દરવાજા બહાર પૃથુરાજની સોનાની મૂર્તિ ઉભી કરી છે. પુરોહિત પુત-ળાનાં વખાણ કરે તે પહેલાં તો એના ગળામાં વરમાળ પડી! દરબારીઓને માથે જાણે વીજળી પડી! જયચંદ્રની નજર પડે એ પહેલાં તો પુતળા પાછળથી સાવજની જેમ પૃથુરાજ નીકળ્યો. કુંવરીને કાંધે ચડાવીને દોટ દીધી. બધાની આંખમાં ધૂળ નાખીને સડસડાટ નીકળી ગયો. પાદરમાં પવનવેગી ઘોડી તૈયાર હતી. માથે સવાર થઈને એક એડ મારી ત્યાં તો ઝકાક બકાક ઘમ ખરરરર! દિલ્હીને માર્ગે............

ધુઆંકુઆં થતો જયચંદ્ર પાછળ પડયો. પૃથુરાજના સૈનિકોએ એને માર્ગમાં જ રોકી રાખ્યો. જબરી લડાઈ થઈ. લડાઈમાં પૃથુરાજના મ.રા સાગ શૂરવીર કામ આવી ગયા. એનો શૂરો ભાણેજ કપાઈ ગયો; ત્યાં પૃથુરાજ હેમખેમ દિલ્હી પહોંચી ગયો. જયચંદ્ર હાથ ઘસતો રહ્યો.

* * *

બુદ્ધિ બગડી.

દિલ્હીનાં લોક ટોળે મળીને વાતો કરે છે: "પૃથુરાજ હવે આપણો નથી રહ્યો. રાણી સંયુક્તાએ કામણ કર્યાં છે. કચેરીમાં પગ દેતો નથી. કોઈની દાદ ફરીયાદ સંભળતો નથી. રંગ મહેલમાંથી બહાર નીકળતો નથી."

એકવાર ઘરડા પ્રધાન કૈમાસે બે વેણ શીખામણનાં કીધાં. પૃથુરાજે ઝટ ઝટકે પ્રધાનજીનું માથું ઉડાવી દીધું ! નગર આખું કકળી ઉઠયું: "નક્કી રાજાની મતિ ફરી ગઈ છે"

એકવાર ખુશામતીયાઓએ મહારાજના કાન ભંભેર્યા. "આ ચામુંડરાય કોક દિવસ દગો દેશે-ચેતના રહેજો."

"કેમ ?"

"એના ભાણેજને ગાદી અપાવવા."

"હોય નહિ, સાવ ખોટી વાત. ચામુંડ તો મારા માટે પ્રાણ કાઢે છે."

"કોક દિવસ નજરે દેખાડશું."

"ઠીક છે જોશું"

એકવાર વખત આવી ગયો. રાજા ચાલ્યા જાય છે. આંગળીએ નાનો કુંવર છે. હાથીથાનમાંથી સાંકળ તોડાવીને હાથી ભાગ્યો. પૃથુરાજ ઉપર પડવાને વાર નથી. અચાનક ચામુંડરાય આવી ચડયો. એક ભાલે કુંભસ્થળ ચીરી નાખ્યું. રાજાએ ચામુંડને ધન્યવાદ દીધા. પણ ચામુંડરાયની ઈર્ષ્યા કરવાવાળા બોલ્યા.

"જોયુંને મહારાજ! ચામુંડે આપને નજરો નજર બતાવી દીધું કે આપને મારતાંય આટલી વાર લાગે."

પૃથુરાજ માની ગયો. તેજ ઘડીએ ચામુંડને બેડીઓ પહેરાવી દીધી. અંધારી કોટડીમાં પુરી દીધો.

શહેરમાં ઉદાસી પથરાઈ ગઈ.

થોડા દિવસ થવા ને હાહુલીરાયનું ભર સભામાં અપમાન કર્યું. હાહુલીરાય બીજાઈને ગિજનીને પંથે ચાલ્યો.

* * *

પૃથુરાજ કેદ

કિચુડુડુડુ ખટાક, કિચુડુડુડુ ખટાક!—હિંડોળા ખાટે પિથલરાજ ઝુલે છે. મહારાણી સંયુકતા ધીરે ધીરે દોરી તાણી રહી છે રાજાની આંખ મળતી આવે છે. સુખ કયાંઇ સમાતું નથી.

એમાં પાછળ ઝરુખેથી અવાજ આવ્યો: "એ

પિથલા ભૂપ! હવે તો આંખ ઉઘાડ; હવે તો ઉઘાડ. આ દુશ્મન છાતી માથે આવીને બેઠો!"

પૃથુરાજ ઝબ દઈને બેઠો થઈ ગયો. સંયુક્તા સાંભળી રહી. ઝરૂખેથી નીચે જુએ તો અંધારામાં કોઈ આદમી ઉભો છે. ટપકા ભરી આંખે ઉંચે જોઇ રહ્યો છે. અજવાળી રાતનો ચંદ્રમા એના મોં ઉપર તેજ વરસાવે છે.

"કોણ, બારોટજી!"

"એ હા બાપ! ગિઝનીનો શાહ કાલ સવારે આવીને ઉભો રહેશે. તારે ફાવે તેમ કરજે. પછી અમારો વાંક કાઢીશ મા" બારોટજી તો ચાલ્યા ગયા.

"ઉભા રહો, ઉભા રહો, બારોટજી, આ આવ્યો!"– કરતો ઓરડામાં ગયો. રાણી આંખ વરતી ગઈ. એણે રાજાની કેડે તલવાર બંધાવી. માથે ટોપ પહેરાવ્યો, પાછળ ઢાલ બાંધી, કપાળમાં ચંદલો કર્યો, હાથમાં ભાલો આપીને કહે "જીત કરીને વહેલા વળી નીકળજે."

પિથલરાજ મહેલેથી ઉતર્યો. કેટલેય વરસે ઉતર્યો. જાણે સિંહ પાંજરેથી વછુટયો. પણ આવીને જુએ છે તો બાજી એના હાથમાં નથી રહી. કૈમાસને માર્યો, હાહુલીને રીસવાડયો, ચામુંડને કેદ પૂર્યો: બાકી કોણ રહ્યું?

તોય પૃથુરાજ ચડયો. સેના લઇને ચડયો. ચિત્તોડથી બનેવી સમરસિંહ શૂરા સિસોદીઆ સાથે આવી મળ્યો. બીજા બધા સાથે તો વેરનાં બી વાવી દીધાં છે.

સમરસિંહ ચામુંડને શોધે છે. પણ ચામુંડ હોય તો અછતો રહે ? પૃથુરાજને જ પૂછ્યું.

' ચામુંડરાય ક્યાં ? "

" કેદ પૂર્યો છે."

" હેં, શું કામ ? "

" એને દિલ્હીની ગાદી જોઇએ છીએ "

" અરે ગાંડા થયા છો, રાજા ! ચામુંડના દિલમાં એવું પાપ હોય નહિ. એને છુટો કરો, ઝટ. "

" હવે એ નહિ છુટે. "

" અરે ચામુંડ વગર આપણી સેના શોભે નહિ. આવું ગાંડપણ કરશો તો કેમ જીતાશે ? જલ્દી ચામુંડને છુટો કરો નહિતર મારે જાતે જવું પડશે. "

પૃથુરાજે ચામુંડને છોડયો. પણ ચામુંડે તો હાથમાં લોઢું ઝાલવાની પ્રતિજ્ઞા લીધી છે. સમરસિંહે એનો રસ્તો કાઢયો. લાકડાની ભોગળ પકડાવી દીધી !

' હાથમાં ભોગળ લઇને ચામુંડ હાથીએ ચડયો. સૈન્યમાં નવું ચેતન રેડાઇ ગયું.

પાણીપતના મેદાનમાં શાહબુદ્દીન ઉભો છે. એની સાથે વીશ હજારની ફોજ છે. ખોરાસાની, મુલતાની, ગઝુલી ને અફઘાનીને લાવ્યો છે. વીણી વીણીને લાવ્યો છે. ડુંગરા જેવડા ઘોડા માથે દોઢ દોઢ વેંતની દાઢીઓ ફરફરે છે. એક ખુદા સિવાય દિલમાં કોઇનો ડર નથી.

[illegible] માથે આખું [illegible]

બારમાંથી વીજળી ઝમકવા માંડી. ભાલે માથાં પરોવાઈ ગયાં. ઘોડા–હાથીનાં બટકાં ઉડવા માંડયાં. "હર હર મહાદેવ!" અને "દીન દીન" સામસામા અથડાઈને આકાશે ચડી ગયા!

પૃથુરાજ લડતો લડતો શાહના સૈન્યમાં ઘુસી ગયો. એનું બધું સૈન્ય મરી ખુટવા આવ્યું. સમરસિંહ પોતાના સીસોદીઆ સાથે રણમાં પોઢી ગયો. પૃથુરાજે એકલે હાથે કેર વરતાવ્યો. શાહ મોંમાં આંગળાં નાખી ગયો. "યા ખુદા તાલા!" એક સામટા સો જોદ્ધા ઉતરી પડયા. પૃથુરાજ જીવતો પકડાયો. ચદ બારોટ પણ કેદ થયા. શાહ એમને બાંધીને ગિઝની લઈ ગયો. પગમાં સાડા ત્રણ મણની બેડી પહેરાવી!

*　　　　*　　　　*

ગિઝનીના લોક ગાંડા થઈ ગયા છે. દિલ્હીનો રાજા પૃથુરાજ ધનુર્વિદ્યાના ખેલ કરવાનો છે. પાંચ વરસથી માંડીને એંશી વરસના બુઢ્ઢા સુધી સૌ જોવા મળ્યા. લોકો વાતો કરતા જાય છે: "લોઢાના સાત તવા એક બાણે વીંધવા, અને તે આંખે પાટા બાંધીને? કયા ગજબ!"

નિશાનબાજ.

પૃથુરાજ સૂકો સોટા જેવો થઈ ગયો છે. પાંજરે પૂરેલ સિંહ જોઈ લ્યો. ધીરે ધીરે આવ્યો. ગોઠણ ભરીયા બેઠો: શાહે ધનુષ મોકલ્યું. આંખે પાટા બાંધીને શાહનું

ધનુષ ખેચ્યું. જરાક જોર કરીને વાળવા ગયો ત્યાં કટાક ને કટકા! એટલે પૃથુરાજને પોતાનું ધનુષ આપ્યું; અર્જુનજીનું ગાંડીવ! કાન સુધી ખેચીને બાણ ચડાવ્યું. લોક સૌ જોઈ રહ્યા.

ચંદ બારોટ પડખે જ હતા. શાહને કહે "બાદશાહ! હવે એક કાંકરો લઇને તવામાં મારો એટલે તવાની મહારાજને ખબર પડે." શાહે કાંકરો માર્યો અને એક દો...

"ઠેરો બાદશાહ! હજી બિરદાવળી બોલવી પડશે. ભમણું શૂર ચડે. અમારી રજપૂતની રીત છે."

"અચ્છા!"

બારોટજીએ મન મોકળું મેલીને દુહો ઉપાડયો—

चार वंस चौवीस गज
अंगुल अष्ट ममान;
एते पर सुलतान है
मत चूके चौहान ।

ઘમઘમમમ તીર છૂટયું. શાહના કપાળમાં ચોટયું. દડ દડ દડ લોહીની ધાર થઈ. ચત્તોપાટ પડી ગયો. 'દગા દગા' કરતા કાબુલીઓ જમૈયા કાઢીને દોડયા. જમૈયા પહોચે તે પહેલા તો પૃથુરાજ અને ચંદે સામસામી કટાર હુલાવી દીધી!

ॐ

બોલો—

શૂરા ચોહાણ પૃથુરાજકી...જય!



ગુરુ ગોવિંદસિંહ
ચિત્રકાર : મણીન્દ્ર

ગુરુજીએ માથું નમાવ્યું.

બાદશાહની કરડી આંખ જલ્લાદ તરફ ફરી. જલ્લાદે તલવાર ઉપાડી. કચેરીનું કાળજું થડક થડક થવા માંડયું. રાજા-મહારાજા નીચું જોઈ ગયા. પાક, મુસલમાનનાં મન ડંખવા માંડયા. તલવાર પડી.

'સત્ શ્રી અકાલ!' માથું ઉડી પડયું. બાદશાહ જોઈ રહ્યો. મનની ઉંડી બીકને દબાવીને ચાલ્યો ગયો.

* * *

પંજાબમાં હાહાકાર વરતી રહ્યો. એકે એક શીખ જાગી ઉઠયો. ગુરુના બલિદાનથી સમાજમાં નવું જોમ પ્રગટયું. પંજાબ આખું વેર વેર કરવા માંડયું. અમૃતસરના ધર્મ-દ્વારેથી ગુરુ તેગ બહાદુરના વીર પુત્ર ગોવિંદ-સિંહે ધર્માજ્ઞા છોડી. ગ્રંથ સાહેબને નામે, શીખ સમાજને નામે ફરમાન કાઢયું:—

હાહાકાર.

"હવેથી કોઈએ પાઈ પૈસો કે મૂઠી અનાજ લઈ મંદિરે ન આવવું, પણ એકેક હથિયાર લઈને આવવું. જુનું-પાનું ગમે તેવું હશે તોય ચાલશે."

આનંદપુરનો ધન ભંડાર અસ્ત્ર શસ્ત્રથી ઉભરાઈ ગયો.

દેશ પરદેશથી રાજા મહારાજા અને શેઠ શાહુકાર મળવા આવવા માંડયા. આસામનો રાજકુમાર રત્નરાય, —નો કુબેર ભંડારી દુનીચંદ, શિકારપુરનો નગરશેઠ

પગથી માથા સૂધી સફેદ પોશ માથાના સફેદ વાળ' કેડે કીરપાણ અથ સાહેબનો બંદો: શીખ ગુરુ સે તખ્ત શિવાય બીજાને નમતા નથી. બીજાથી ડરતા નથી. ગુરુજીને આ. કાર થઈ ગઈ. ગુરુજી સીધા શાહ આવી બેસી ગયા. ધરતી સાથે લીન થઈ ગયા. પડખે બાદશાહ એની પરવા નથી.

બાદશાહ તો જોઇ જ રહ્યો નથી કુર્નિસ કરતો. નથી વ...ગીત બેસી ગયો. બાદશાહે કડકાઈથી

"તેગ બહાદુર તમે કે?

"હાજી."

"તમને કેમ બોલાવ્યા

"ના જી."

"ઈસ્લામ ધર્મનો સ્વી

"એ નહિ બને."

. "તો માથું ધડથી જુદું

- ગુરુજી ખડખડાટ હસી

તારૂં એમ એટલું છે? મેં જાણ્યું

ગુરુજીએ માથું નમાવ્યું.

બાદશાહની કરડી આંખ જલ્લાદ તરફ ફરી. જલ્લાદે તલવાર ઉપાડી. કચેરીનું કાળજું થડક થડક થવા માંડયું. રાજા–મહારાજા નીચું જોઈ ગયા. પાક, મુસલમાનનાં મન ડંખવા માંડયા. તલવાર પડી.

'સત્ શ્રી અકાલ!' માથું ઉડી પડયું. બાદશાહ જોઈ રહ્યો. મનની ઉંડી બીકને દબાવીને ચાલ્યો ગયો.

* * *

પંજાબમાં હાહાકાર વરતી રહ્યો. એકે એક શીખ જાગી ઉઠયો. ગુરુના બલિદાનથી સમાજમાં નવું જોમ પ્રગટયું. પંજાબ આખું વેર વેર કરવા માંડયું. અમૃતસરના ધર્મ–દ્વારેથી ગુરુ તેગ બહાદુરના વીર પુત્ર ગોવિંદસિંહે ધર્માજ્ઞા છોડી. ગ્રંથ સાહેબને નામે, શીખ સમાજને નામે ફરમાન કાઢયું:—

હાહાકાર.

"હવેથી કોઇએ પાઈ પૈસો કે મૂઠી અનાજ લઇ મંદિરે ન આવવું, પણ અકેક હથિયાર લઇને આવવું. જુનું–પાનું ગમે તેવું હશે તોય ચાલશે."

આનંદપુરનો ધન ભંડાર અસ્ત્ર શસ્ત્રથી ઉભરાઈ ગયો.

દેશ પરદેશથી રાજા મહારાજા અને શેઠ શાહુકાર મળવા આવવા માંડયા. આસામનો રાજકુમાર રત્નરાય, કાબુલનો કુબેર ભંડારી દુનીચંદ, શિકારપુરનો નગરશેઠ

પગથી માથા સૂધી સફેદ પોશાક દાઢી મૂછ ને માથાના સફેદ વાળ કડે કીરપાણ ને હાથમા માળા: શ્રી સાહેબનો બોલ: શીખ ગુરુ તેગ બહાદુર: અકાલ-તખ્ત સિવાય બીજાને નમતા નથી. ખાવમાજી સિવાય બીજાથી ડરતા નથી ગુરુજીને આવતા જોઈ કચેરી ખગાકાર થઈ ગઈ ગુરુજી સીધા શાહના સિંહાસન આગળ આવી બેસી ગયા ધરતી માથે નજર ઠેરવી ને ભક્તિમાં લીન થઈ ગયા પડખે બાદશાહ ઔરંગઝેબ બેઠો છે. એની પરવા નથી.

બાદશાહ તો જોઈ જ રહ્યો છે. આ ગુરુ છે કોણ? નથી કુર્નિસ કરતો નથી વાતચીત કરતો. બસ આવીને બેસી ગયો. બાદશાહે કડકાઈથી પૂછ્યું.

"તેગ બહાદુર તમે કે ?"

"હાજી."

"તમને કેમ બોલાવ્યા છે એની ખબર છે ?"

"ના જી"

"ઈસ્લામ ધર્મનો સ્વીકાર કરવા."

"એ નહિ બને"

"તો માથુ ધડથી જુદુ થશે."

ગુરુજી ખડખડાટ હસી પડ્યા. "બસ બાદશાહ! તારૂ જોમ એટલું છે ? મે જાણ્યું તું કાંઇક બીજું કરવાનો હઈશ. ઠીક ત્યારે ખુદાનું નામ લઈને ઉતારી લે."

ગુરુજીએ માથું નમાવ્યું.

બાદશાહની કરડી આંખ જલ્લાદ તરફ ફરી. જલ્લાદે તલવાર ઉપાડી. કચેરીનું કાગળું થડક થડક થવા માંડ્યું. રાજા-મહારાજા નીચું જોઈ ગયા. પાક, મુસલમાનનાં મન ડ ખવા માડયા. તલવાર પડી.

'સત્ શ્રી અકાલ!' માથું ઉડી પડ્યું. બાદશાહ જોઈ રહ્યો. મનની ઉંડી બીકને દબાવીને ચાલ્યો ગયો.

* * *

હાહાકાર

પંજાબમાં હાહાકાર વરતી રહ્યો. એકે એક શીખ જાગી ઉઠયો. ગુરુના બલિદાનથી સમાજમાં નવું જોમ પ્રગટ્યું. પંજાબ આખું વેર વેર કરવા માંડ્યું. અમૃતસરના ધર્મ-દ્વારેથી ગુરુ તેગ બહાદુરના વીર પુત્ર ગોવિંદ-સિંહે ધર્માજ્ઞા છોડી. ગ્રંથ સાહેબને નામે, શીખ સમાજને નામે ફરમાન કાઢયું:—

"હવેથી કોઇએ પાઈ પૈસો કે મૂઠી અનાજ લઈ મંદિરે ન આવવુ, પણ એકેક હથિયાર લઈને આવવું. જુનું-પાનું ગમે તેવું હશે તોય ચાલશે."

આનંદપુરનો ધન ભંડાર અસ્ત્ર શસ્ત્રથી ઉભરાઈ ગયો.

દેશ પરદેશથી રાજા મહારાજા અને શેઠ શાહુકાર મળવા આવવા માંડ્યા. આસામનો રાજકુમાર રત્નરાય, કાબુલનો કુબેર ભંડારી દુનીચંદ, શિકારપુરનો નગરશેઠ

એન ગગનમલ્લ. એમ એક પછી એક ગુરુ ચરણે આવી બેઠા. નાહનનો રાજા મેદિનીપ્રકાશ તો ગુરુજીને પોતાના રાજ્યમાં તેડી ગયો ત્યાં ગુરુજી માટે ખાસ કિલ્લો બંધાવી દીધો. અઢારમે વરસે ગુરુ ગોવિંદ બધી વિદ્યામાં 'પાર' ઉતરી ગયા. એટલે એના જમાવવા માડી.

બુધ્ધુશાહ ફકીર એક પાક મુસલમાન હતા. ગુરુ ગોવિંદસિંહ પર બહુ પ્યાર કરતા પીર સાહેબ પાસે પાચસો પઠાણ હતા ગોવિંદસિંહે એ પાંચસોને પોતાના કરી લીધા. મહંત કૃપાલદાસ પોતાના પાચસો નાગડા ચેલા સાથે ગુરુની સેવામાં હાજર થયા. એકવાર આસામના કુમાર રત્નરાય મળવા આવ્યા. બધી વાત કરી દીધી કુમાર રત્નરાયે એક હજાર સૈનિક સાથે આવી પહોંચવાનું વચન આપ્યું. મેદિનીપ્રકાશ અને કાશ્મીરના રાજા ફત્તેહસિંહને મેળ નહોતો એ બન્નેને ગુરુજીએ સમજાવી દીધા. બાદશાહ સામે યુદ્ધ કરવાની તૈયારી માંડી. ત્રણ ત્રણ રાજા ખીસ્સામા રાખી ગુરુ ગોવિંદસિંહ લડવાનું બહાનું શોધવા લાગ્યા.

* * *

"ગુરુજી! આ હાથી તો તમારે આપવો જ પડશે."
"હાથી નહિ મળે બીજુ જોઈએ તે લઈ જાઓ."
"નહિ મારે તો હાથી જ જોઈએ.'
"તમને એકવાર કહી દીધુ કે હાથી નહિ મળે."
"તો પરાણે લઈ જવો પડશે."

ધોળો હાથી.

વિલાસપુરનો રાજા ભીમરાય મહા જોરાવર ગુણીતો. આજ ગુરુજીના દર્શને આવ્યો છે. ગુરુજી પાસે એક ધોળો હાથી ભેટ આવેલ છે. હાથી બહુ કેળવેલો: ચામર ઢાળે, તલવાર પટ્ટા કરે. ભીમરાય હઠ પકડીને બેઠો કે "હાથી આપો." ગુરુજી કહે: "નહિ મળે." હાને ને નાને વેર. અનાદિ કાળનું વેર: ભીમરાય રીસાઈને વિલાસપુર ચાલ્યો ગયો.

કાશ્મીરના રાજા ફત્તેસિંહ ગુરુજીના દોસ્ત ભીમરાયના કુંવર સાથે એમણે કન્યા વરાવેલી. લગ્નની ઘડી આવી ગુરુજીએ પોતાની મિત્રાચારીથી રાજકન્યાને ચાંદલો મોકલ્યો. ભીમરાયને જાણ થઇ. ફત્તેસિંહને કહે "જો ગુરુનો ચાંદલો લીધો છ તો માથો વગર નહિ મૂકું." લગ્ન મંડપમાં જ ઝપાઝપી થઇ. ફત્તેસિંહ બાપડો બેઈ રહ્યો એને તો સૂડી વચ્ચે સોપારી. ભીમરાય તો ભારે ખીજાઈ ગયો. આ વખતે તો નકી આ ગોવિંદસિંહનો મદ ઉતારૂં: પોતાના ભાઈબંધ દોસ્તદારને સૈન્ય લઈ તાબડતોબ આવવા લખ્યું. પહાડી રાજાઓ આવી પહોંચ્યા. આ તરફ ગુરુજી તરફથી પણ સેના આવી. પાંચસો નાગડા: પાંચસો પઠાણ: એક હજાર શીખ: બુધ્ધુશાહ, કૃપાલદાસ, અને સેમૂ જેવા સેનાપતિ.

ખુનખાર લડાઈ જામી: એમાં પઠાણ ફુટયા. ભીમરાયને જઈ મળ્યા. માલપૂડા ખાવા આવેલ નાગડા ફેજ

મૂકીને ભાગ્યા. પીર બુધ્ધુશાહ અને મહંત કૃપાલદાસ દગો જોઇને રાતા પીળા થઇ ગયા, ને બમણા જોસથી તલવાર ફેરવવા માંડયા. મહંત કૃપાલદાસે એકલે હાથે રંગ રાખ્યો. સેનાપતિ સેગૂ મરણીયો થઇને ઝુઝયો: શીખ સેના 'અલખ નિરંજન'ના જયઘોષ કરતી તૂટી પડી, ભીમરાય રણ મૂકી ભાગ્યો: ગુરુજીની સેના આનંદગઢ આવી પહોંચી.

* * *

બાદશાહ ઔરંગઝેબને માથે ઘરડે ઘડપણ દુઃખ પડયું. ત્રણ ત્રણ શત્રુઓ ગાજવા લાગ્યા. દખ્ખણમાં શિવાજી, મારવાડમાં દુર્ગાદાસ, પંજાબમાં ગુરુ ગોવિંદ. જોરાવર દુશ્મનો બાદશાહનાં પીંછાં ખેંચવા માંડ્યા. મોગલ સિંહાસન ડોલવા લાગ્યું.

હિમાયતી નાણું

બાદશાહ દક્ષિણમાં લડતો તો ત્યાં ખબર મળ્યા કે "પંજાબમાં ગુરુ ગોવિંદ જાગ્યો છે. પહાડી રાજા ખંડણી નથી ભરતા. મોગલાઇને કોઈ માનતા નથી." બાદશાહે લાહોરના સૂબા ઉપર કડકડતો હુકમ મોકલ્યો. "ગોવિંદસિંહને ડારો. રાજાઓની ખંડણી ઉઘરાવી લ્યો. મદદ જોઇએ તો માગી લ્યો." કાગળ સાથેજ મીયાંખાં, અલફખાં ને જુલ્ફીકારખાંને સૈન્ય સાથે રવાના કર્યા.

લાહોરના સુબા દિલાવરખાને સેનાના બે ભાગ પાડી નાખ્યા. એક પહાડી રાજાઓ સામે, બીજી ગુરુજી

સામે. ગુરુજી સામે દિલાવરના શાહજાદા રૂસ્તમખાંની સરદારી નીચે મોકલ્યું. રૂસ્તમખાન બહાદુર લડવૈયો હતો. એક પહાડી નદીના કાંઠાપર મોરચો માંડ્યો. સામે ગુરુજીની તોપો તૈયાર હતી ધુંઆધાર સંગ્રામ ચાલ્યો. નદીનાં પાણી લોહીયાળાં થઈ ગયાં, સૂરજ આથમ્યો. લડાઇ બંધ પડી.

મધરાતે સૌ ભરઊંઘમાં પડ્યા છે. દિવસના થાક્યા પાક્યા મોગલ સેનાપતિ ઘોરે છે એમાં ગુરુ ગોવિંદ સિંહની વહારે હિમાલય ચડ્યો. પહાડી નદીમાં માર માર કરતું પૂર આવ્યું. મોગલ સેના નીચાણમાં પડી'તી એના ઉપર પાણી ફરી વળ્યાં. ઘોડા હાથી તોપ તંબુ બધું ખલાસ!

સવારમાં ઉઠીને ગુરુજી જુએ તો જળ બંબાકાર. નદીનાં મોજાં માથોડું માથોડું ઉછળે છે. મોગલ સેનાનું નામ નિશાન નથી. 'વાહ ગુરુજી!' 'વાહ ગુરુજી!'— કરતા શીખ આનંદપુર પહોંચી ગયા.

[શીખની હિમાયત કરનાર એ નાણું આજ પણ 'હિમાયતી નાળા' તરીકે પ્રખ્યાત છે.]

* * *

પરીક્ષા.

અકાલતખ્તમાં વૈશાખી પુનમનો મેળો ભરાયો. ગામે ગામના શીખ હથિયાર બાંધીને હાજર થયા. કાળી પઘડી ને કાળા કેશવાળા અકાલીથી શીખ સમાજ

દીપી રહ્યો છે બધાના મો પર સત્ ધર્મના તેજ ઝગકી રહ્યાં છે

નગારાં સામે ગુરુ ગોવિંદસિંહ બેઠા છે બત્રીશ વરસની ભરજુવાની ચાલી જાય છે એક આંખમાં ધર્મ ને બીજામા બાપનુ વેર તગે છે કેડે કિરપાણ ને હાથમા માળા ફરે છે ગુરુ ગોવિંદસિંહનો પડયો બોલ ઉઠાવી લેવા શીખ સમાજ ઉચો નીચો થઇ રહ્યો છે એક ડગલુ આગળ આવીને ગુરુજીએ ધર્માજ્ઞા ઉચ્ચારી —

"ગ્રંથ સાહેબનો સાચો બંદો હશે એ ધર્મને ખાતર માથુ દેશે દેવી પાચ બત્રીશાનો ભોગ માગે છે છે કોઈ શીખ વીર તૈયાર ? '

પળવાર શાંતિ પથરાણી બીજીજ પળે એક શીખ ઉઠ્યો ગુરુને ચરણે પડીને હાથ જોડીને ઉભો રહ્યો એનું નામ દયાસિંહ ક્ષત્રિય ગુરુજીએ કાંડે પકડીને ઉપાડ્યા તબુમા લઈ ગયા આખો સમાજ જોઈ રહ્યો ત્યા તો ધડાક થયું ! જોતજોતામા લોહીની ધાર ચાલી ગુરુજી બહાર આવ્યા ફરી પોકાર કર્યો, બીજો બંદો કોણ છે ?

ધર્મસિંહ જાટ ઠેઠ દિલ્હીથી આવેલો ગુરુને ચરણે જઈને નમ્યો, એને ઉપાડ્યો તબુમા લઇ ગયા ને ધડાક લોહીનો રેલો ચાલ્યો ગુરુજીનુ ગાંડપણ સમાજ સાખી રહ્યો છે ગુરુ ફરીવાર બહાર નીકળ્યા

"ત્રીજો ?"

હિંમતસિંહ ઉઠ્યો. જાતનો કુંભાર, સ્વભાવે ક્ષત્રિય ગુરુએ તંબુમાં લઈ જઈને ધડાકો કર્યો. લોહી ચાલ્યું ચોથો મોકમસિંહ, પાંચમો મહેબસિંહ હજામ! ગુરુ તો વારા ફરતી તંબુમાં લઈ ગયા ને ધખ ધખ લોહીનો ધોરીયો ચાલ્યો.

હવે શીખસમાજ ધુંધવાવા માંડ્યો. ગુરુજી મન કળી ગયા. આગળ આવીને કહે: "તમે જાણો છો કે આપણે બળીયા સાથે બાથ ભીડી છે. આપણે ધર્મને ખાતર માથાં ઉતારવાં છે. આજ મેં પારખું કરી લીધું. પાંચ માથાં મળે છે ત્યાં સુધી શીખ ધર્મની ફતેહ છે.

ગુરુજી તંબુમાં ગયા. પાંચેય વીરને નવરાવી ધોવરાવી નવીન પોશાક પહેરાવી બહાર લાવ્યા સમાજ જોઈ રહ્યો. મરેલા જીવતા થયા! વાહ વાહ ગુરુજીનો પ્રતાપ! પણ ગુરુજીએ ભ્રમ ભાંગ્યો.

"મેં તો માત્ર પાંચ બકરા મારીને પરીક્ષા કરી જોઈ."

બધાય શીખને માથાં ઉતારી દેવાનું મન થઈ ગયું. સૌ આનંદમાં આવી ગયા. ગુરુજીએ પાંચેય વીરને આશીર્વાદ દીધા અને શીખ સમાજ ગરજી ઉઠ્યો:—

'સત્ શ્રી અકાલ!'

* * *

સંગ્રામ

દિવસે દિવસે ગુરુ ગોવિંદસિંહનું જોર જામવા માંડયું. બાદશાહ ઉપરા ઉપરી લશ્કર મોકલે છે. મોગલ સૈન્ય હારી હારીને પાછું જાય છે. સૂબાને નાકે દમ આવી ગયો છે.

પચાસ હજારનું બાદશાહી લશ્કર આવ્યું. સુબા જોરમાં આવ્યા. ખંડીઆ રાજાઓને મદદે બોલાવ્યા. એક લાખની સેના ગુરુજી ઉપર આવી ચડી. આનંદગઢ ફરતો મજબુત ઘેરો ઘાલ્યો.

ગુરુજી પાસે આઠ હજાર પગારદાર અને દસ હજાર ધર્મને માટે માથું ઉતારે એવા સાચા શીખ મળી અઢાર હજારની સેના છે. ગઢ ઉપર સત્તર તોપો ગોઠવી. ગઢ તૂટવાની જરાય બીક નથી. વ્યૂહ રચના આબાદ કરી છે. કુંવર અજીતસિંહને બે હજાર જુવાન શીખ સાથે શેરગઢ રાખ્યો. સેનાપતિ નાદરસિંહ લોહગઢ સાચવવા રહ્યો. આદમસિંહ અને સંગતસિંહ ત્રણ હજારની ફોજ લઇ દમદમાના કિલ્લા ઉપર બેઠા અને આગમપુરામાં ઉદેસિંહ ને ઇશ્વરીસિહ જઈ પહોંચ્યા. આમ ચારે દિશાએથી મોગલ સૈન્યને ઘેરી લીધું. રાતદિવસ ભયંકર સંગ્રામ ચાલે છે. તોપના ગોળા આકાશ ભેદી નાખે છે. દિવસ રાતની કાંઇ ખબર પડતી નથી. મોગલ–શીખનાં મડદાંના ડુંગર થયા. લોહીનાં સરોવર ભરાણાં! ગીધ, શિયાળ, વરૂ મધરાતે ઉજાણી ઉડાવે છે.

મોગલ સૈન્ય ખૂટતુ નથી શીખસમાજ ઘટતો જાય છે બહારથી દાણો પાણી આવતા બધ થયા કડક ચોકી પહેરા ગોઠવાઇ ગયા છે આનદગઢમા ગુરુના બદા ભૂખ્યા તરસ્યા દિવસ કાઢે છે શીખ સરદારો વિચારે છે કે આમ ભૂખ્યા તરસ્યા પ્રાણ જાય એના કરતા ખાડાની ધારે મરવુ મારૂ શીખ એક એક બહાર નીકળીને કેસરીયા કરે છે એમ કરતા કરતા જ્યારે પચાસ શીખ બાકી રહ્યા ત્યારે ગુરુજીએ ગઢ છોડવાનો નિશ્ચય કર્યો જીતવાની આશા મૂકી દીધી બરાબર મધરાતે દરવાજા ખોલીને તૂટી પડ્યા સૈન્યને ચીરીને નીકળી ગયા અધારામા ભાગતા ગુરુજીના માતા ગુજરીબાઇ અને નાના બન્ને કુવર છૂટા પડી ગયા ગુરુજી ચમકૌરના કિલ્લામા પહોચી ગયા ચમકૌરના કિલ્લામા પાચસો શીખ હતા હજી ઘોડાના તગ છોડ્યા નથી ત્યા મોગલ સૈન્ય માર માર કરતુ આવ્યુ એકજ દિવસમા ગઢ તૂટુ તૂટુ થઈ ગયો ગુરુજીએ પચાસ નિશાનબાજ ગઢ ઉપર ગોઠવ્યા ગુરુજી પોતે અચ્છા તિરદાજ છે તીરનો વરસાદ વરસાવ્યો તિરદાજીમા ગોવિદસિહનો જોટો નથી ગુરુજીનુ તીર ત્રણ ત્રણ માઈલ ઉપર નિશાન વીધે છે પણ હજી પચાસ સાઠ તીર છોડ્યા નથી ત્યા બાદશાહી તોપો આવી પહોચી તિરદાજ હેઠા ઉતરી ગયા

ગુરુજી વિચારમા બેઠા છે હવે શુ કરવુ ?

કેસરીયા કરવા કે ગઢ મૂકી ચાલ્યા જવુ ? ત્યા મોટો કુવર અજીત આવીને પગે પડ્યો

"કેમ બેટા ?"

"બાપુ ! આજ્ઞા આપો " "શેની ?"

"રણમા જઈને રંગ મચાવુ સામી છાતીએ લડવાની મને ભારે ગમ્મત આવે છે "

ગુરુજીએ છાતી ફુલાવીને કુવરની પીઠ થાબડી કુવર અજીત ગઢ ઠેકીને બહાર પડ્યો, તલવાર ચલાવી ઘડીભરમા તો કેર વરતાવ્યો ભલભલા શૂરવીરો ચકિત થઈ ગયા અઢાર વરસનો જુવાન આડાના ખેલ કરતો કરતો સ્વર્ગે સીધાવ્યો

મોટા ભાઈને પડતો જોઈને નાના જુઝારસિંહે કહ્યુ "બાપુ મને રજા !"

ગુરુજીએ સુગે મોઢે આશીર્વાદ દીધા ચાદ વરસનો બાળક જુઝાર 'અલખ નિરંજન' ગજવતો જાય છે, ને મોગલ સેનાને વાઢતો જાય છે શરીર ઉપર તલવાર ભાલાના ઘા ઝીલતો જાય છે, આખુ શરીર વીંધાઈને ચારણી થઈ ગયુ ત્યા સુધી લડયો, માથાની ખોપરી કટકા થઈ ત્યારે નીચે પડી જુઝારકુવરને પડતો જોઈ ગુરુજી બહાર પડયા ગુરુ ગોવિંદની તલવાર ચાલી જાણે વીજળી ચાલી સેનાપતિ નાહરખા સામે આવ્યો ઘડીવારમા બે કટકા થઈને ઉડી પડયો મહમદખા સામે

આવ્યો. બીજી પળે ઘાયલ થઈ ધુળમાં રગદોળાઇ ગયો. ગુરુજીએ લોહી નીતરતે શરીરે માળવાનો પથ લીધો.

પંજાબ ઉપર ફરી એકવાર મોગલ શહેનશાહની આણ ફરી વળી.

*　　*　　*

ટેકીલા કુમાર

ગુરુજીના માતા ગુજરીબાઇ અને નાના કુંવર પાલખીમાં ચડીને ભાગ્યા જાય છે; સાથે ગુરુજીનો બ્રાહ્મણ રસોયો છે; રસોયો માતાજીને પોતાને ગામ લઇ ગયો, બહુ માનપાનથી રાખ્યા.

એક દિવસ માતાજીને ઓશીકે બ્રાહ્મણની નજર ગઈ; કાંઇક પોટલી જેવું લાગ્યુ. જુએ તો સોનામહોરો! બ્રાહ્મણનો જીવ બગડયો, પોટલી સંતાડી દીધી માતાજી ઘેર આવીને જુએ તો પોટલી ન મળે! રસોયાને પુછયું એટલે ઉલટો બ્રાહ્મણ લેનો પડયો "તમને રાખ્યાં એનો ગુણ ભૂલીને ચોરીનું આળ ચડાવો છો! હમણાં કોટવાળીગાને જાણ કરૂં છું બ્રાહ્મણ કોટવાળીમા ગયો; કોટવાળને તેડી લાવ્યો. બન્ને કુંવર સાથે માતાજીને પકડાવી દીધાં. સૂબા તરફથી મોટો શિરપાવ મળ્યો.

સરહિંદના સુબા આગળ બેય કુવરને ખડા કર્યા. નવ વરસના કુંવર જોરાવરને સુબો પૂછે છે: "કેમ, ગુરુ ગોવિંદની ગાદી જોઇએ છીએ કે નહિ?"

"જોઇએ છીએ, કેમ નહિ ?"

"તો મુસલમાન થવું પડશે."

"શું....?" કુંવરના દાંત ભીંસાઇ ગયા. આંગળાની મૂઠી વળી ગઇ. શરીરમાં લોહી તપી ગયું. "શું હું મુસલમાન થાઉં ? એ કદિ નહિ બને."

"મુસલમાન નહિ થાઓ તો માથું ધડથી જુદું થશે."

"એમાં શું, એ તો અમારા બાપ દાદા કરતા આવ્યા છે. મોતની અમને પરવા નથી."

સુબાને થયું કે આ છોકરાને કોઇએ પઢાવી દીધા છે, તે ગોખેલું બોલે છે. મોતની આને ખબર નથી લાગતી. એકદમ બે કડીઆને બોલાવ્યા. હુકમ કર્યો કે "આ બન્ને છોકરાને ચણી લ્યો." બન્ને કુંવર નિર્ભય-પણે ઉભા રહ્યા. મોંપર જરાય ઉદાસી નથી. સામસામી આંખો હસે છે. બેયને મુસ્કેટાટ બાંધ્યા. પગેથી ચણવા માંડ્યા. ચાર ઇંટ, આઠ ઇંટ, ગોઠણ સૂધી ચણાઇ ગયા.

સુબો અધીરો થઇને પૂછે છે "કેમ મુસલમાન થવું છે ?"

ઘડીક ચણનારા વાર લગાડે છે પણ મેરૂ ચળે, હિમાલય ચળે પણ ગુરુના બેટા ન ચળે! સુબાએ પગ પછાડીને પૂરા ચણી લેવાનો હુકમ કરી દીધો. ભોંત કુંવરના માથા ઉપરવટ થઈને ચાલી ગઈ!

પંજાબમાં ફરી હાહાકાર વરતી ગયો!!

* * *

**શાહજાદાની મદદે**

બાદશાહ ઔરંગઝેબ મરણ પામ્યો. શાહજાદા દિલ્હીના તખ્ત માટે દોડાદોડ કરવા માંડ્યા. શાહજાદો મુઆઝ્ઝમ ગાદીએ ચડી બેઠો. બહાદુરશાહ દક્ષિણમાં હતો. એને આવતાં વાર લાગી. મુઆઝ્ઝમ બહાદુરશાહ સામે લડવા આવ્યો. બહાદુરશાહે ગુરુ ગોવિંદસિંહની મદદ માગી.

ગુરુજી ફકીરને વેશે કરકપુરમાં રહેતા. એમની આસપાસ ભક્તમંડળ જામ્યું તું. પાંચસો સૈનિક લઈ ગુરુજી બહાદુરશાહની મદદે ચાલ્યા. ભયંકર લડાઈ થઈ, હજારો શૂરવીર રણમાં પડ્યા. શાહજાદો અઝ્ઝમ હાથીને હોદ્દે બેઠો બેઠો હુકમ કરે છે. ગુરુજીએ સામે આવીને ધનુષ ઉપર તીર ચડાવ્યું. બરાબર નિશાન તાક્યું. તીર છૂટ્યું. સનનનન! અઝ્ઝમની છાતી વીંધીને આરપાર ઉતરી ગયું, અઝ્ઝમ પડ્યો. બાકીનું સૈન્ય બહાદુરશાહને મળી ગયું, બહાદુરશાહ દિલ્હીની ગાદીએ બેઠો. ગુરુજીને આગ્રહ કરીને દિલ્હીમાં રાખ્યા. જુદો મહેલ કાઢી

આપ્યો; બન્ને વચ્ચે પ્રેમગાઠ બધાણી એમને એમ ઘણા દિવસો વીતી ગયા

એક વાર વાતવાતમા ગુરુજીએ કહ્યુ "બહાદુર! મને એક વાત બહુ ખટકે છે!"

"કઈ વાત?"

"મારા બાર કુવરોનુ વેર મને થોડુંક સૈન્ય આપ. હુ જાતે વેર વાળીશ"

બહાદુરશાહ ઝખવાણો પડી ગયો સરહિદના સુબા સામે વેર કેમ લેવાય? એ સુબો તો મોગલાઈનો થાભલો હતો બહાદુરશાહ ગુરુજીનુ મન મનાવવા ભેટ વાળવા માડ્યો વીશ લાખ સોના મહોર ગુરુજીને ભેટ ધરી એ ભેટનો સ્વીકાર કર્યો, પણ ગુરુજીનુ મન ન માન્યુ. પોતાના પ્યારા બે પુત્રોના બલિદાનની વાત હજુ હૈયામા ખટક છે

ગુરુ ગોવિંદસિહ દિલ્હી છોડી દેશ પરદેશ ફરવા નીકળી પડયા

* * *

ફરતા ફરતા ગુરૂ ગોદાવરી તટે આવી પહોચ્યા. જુપડી બાધીને એક શીખ તપ કરે છે પહેલા શિકારી હતા હરણીના બચ્ચાને મરતા જોઈ વૈરાગ ઉપજ્યો, કિરપાણ મૂકી માળા લીધી, ઢાલ તરવાર મૂકી દડ કમડળ

ગુરુપુત્રોનુ વેર

લીધા શિરપેચને અગરખુ તજી ભગવા ધારણ કર્યો.

એક ઇશ્વર સિવાય બીજાને ઓળખતો જ નથી.

ગુરુ ગોવિંદસિંહે વૈરાગીને આંખમાંથી ઓળખી લીધો. પંજાબને માથે બાદશાહે આદુ વાવ્યાની વાત કરી; શીખ ધર્મ ધુળમાં રગદોળાવાની વાત કરી પોતાના પ્યારા પુત્રોના બલિદાનની કથા સંભળાવી. સાભળનાં સાભળતા વૈરાગીના રૂવાડા અવળા થઇ ગયા. માળા બીંટીએ ટીંગાડીને કિરપાણ ખેંચી ગુરુજીને પગે પડીને ચાલી નીકળ્યો.

સીધો આનંદગઢ પહોંચ્યો, શીખ સમાજને ભેગો કર્યો ગુરુ આજ્ઞા મંભળાવી, આખા પંજાબમાં ઘેર ઘેર સમાચાર પહોંચી ગયા કે કોઇ ગુરુનો બંદો આવ્યો છે; ગુરુની આજ્ઞા લાગ્યો છે શીખ ધર્મને માટે માથાં માગનાર જાગ્યો છે.

ઝટોપટ માથાની વેણી બાંધીને શીખ ચાલી નીકળ્યા રાતદિવસ જુદ્ધની તૈયારી થવા મંડી, જોતજોતામાં દશ હજાર શીખ પ્રાણની પરવા કર્યા વિના આવી ઉભા; જય ગર્જનાઓથી તખ્ત ડોલવા માંડ્યું.

બંદા બહાદુરે સેના ઉપાડી; એક પછી એક ગઢપતિઓને નમાવવા માંડ્યો; જ્યાં જ્યાં પડે ત્યાં ફત્તેહ; છેવટ સરહિંદ ઉપર હલ્લો કર્યો, લાહોરના તોતીંગ દરવાજા તોડીને સૈન્ય ગઢમાં પેઠું, સર્વાને ઠાર માર્યો; બંદાબહાદુરે નાદિરશાહને ભૂલાવે એવી કતલેઆમ ચલાવી.

સતલજથી જમના સુધી બંદાની હાક બોલવા માંડી; શીખનું જોર જામી પડ્યું.

ગુરૂ ગોવિંદસિંહને ખબર મળ્યા. ને તેના આત્માને શાંતિ થઇ.

*　　　*　　　*

બંદો આ રમખાણ કરી રહ્યો છે, ત્યારે ગુરૂ ગોવિંદસિંહ તો ગોદાવરી તીરે સુંદર આશ્રમ બાંધીને બેસી ગયા છે.

**ગોદાવરી તીરે**

એક પર્ણકુટિ: બે વડ: બે આંબા: એક પીંપળો: આસપાસ ડુંગરા: ગુરુજીએ પશુ પંખી સાથે દોસ્તી બાંધી: હજી આવરદા પાકી નથી ત્યાં ગુરુજીને ધોળા આવ્યા. ગુરુજી સાત દિવસ ઉદાસ રહે છે કોઇ કોઇ વાર ગોદા-

મનની મનમાં રહી ગઈ.

સંસારી કામમાંથી મન ખેંચી લેવા મથે છે. 'સત્ અકાલ'ના ચિંતનમાં આખો કાળ ગાળે છે. નાનક દેવનું સ્મરણ કરીને ઉકળતા લોહીને ટાઢું પાડે છે.

એક વાર ગુરુજી આંગણામાં બેઠા બેઠા હરણાંના બચ્ચાંને પંપાળે છે. એમાં કોઈ મુસલમાનનો ઓળો પડ્યો. પાછું ફરીને જુએ તો દિલ્હીનો બાદશાહ બહાદુરશાહ આવીને ગુરુના ચરણમાં નમ્યો; ગુરુ–ચરણે બે મહામૂલાં રત્નની ભેટ ધરી.

ગુરુજી શાહને આવકાર આપવો ભૂલી ગયા ને રત્ન સામે જોઈ રહ્યા. ઘડીભર વિચાર કરીને એક રત્ન ઉપાડયું; ગોદાવરીના નીરમાં ફેંકી દીધું.

"હું........ગુરુજી...." શાહે તાબડતોબ બે નોકરને પાણીમાં નાખ્યા; ગુરુજી તો ટાઢે પેટે જોઈ રહ્યા છે; રત્ન જડતું નથી; શાહે અધીરાઈથી પૂછયું: "કયાં નાખ્યું ગુરુજી!"

"એ આ ઠેકાણે" કરીને ગુરુજીએ બીજા રત્નને પાણીમાં પધરાવ્યું; શાહ ફાટી આંખે જોઇ રહ્યો; તરતજ શાહના મનનું દુઃખ ગુરુજી પારખી ગયા; ધીરે ધીરે બે વેણ સંભળાવ્યાં; ગુરુજીના ઉપદેશે શાહનું દિલ સાફ થઇ ગયું. રત્ન ગયાં એ તો હાથનો મેલ ગયો.

* * *

સતલજથી જમના સુધી બંદાની હાક બોલવા માડી, શીખનુ જોર જામી પડયુ

ગુરૂ ગોવિંદસિંહને ખબર મળ્યા ને તેના આત્માને શાતિ થઇ

* * *

બંદો આ રમખાણ કરી રહ્યો છે, ત્યારે ગુરૂ ગોવિંદસિંહ તો ગોદાવરી તીરે સુંદર આશ્રમ બાધીને બેસી ગયા છે

**ગોદાવરી તીરે**

એક પર્ણકુટિ બે વડ બે આબા એક પીંપળો આસપાસ ડુગરા ગુરુજીએ પશુ પખી સાથે દોસ્તી બાધી હજી આવરદા પાકી નથી ત્યા ગુરુજીને ઘોડા આવ્યા ગુરુજી રાત દિવસ ઉદાસ રહે છે કોઈ કોઇ વાર ગોદાવરીના છાતી સમાણા નીરમા પહોર બે પહોર ઉભા રહે છે, કોઇ વાર ડુગરની ટોચે પહોર બે પહોર બેસીજ રહે છે, ગુરુને ઉદાસ જોઈ એમના પ્યારા પશુ-પખી ઉદાસ બની ગયા છે, ગુરુ ગોવિંદસિંહ જાણે સાવ બદલાઇ ગયા લાગે છે, એ૫ર એનુ એ તેજ શરીર ઉપર એની એ ગોરી ચામડી ! બાગમા એવુ ને એવુ એવુ જોમ છાતી એવી ને એવી વિશાળ છે, છતાય જાણે ગુરુજીને ગોઠતુ નથી, એના પડછાયો શરીર ઉપર પડે છે, ગુરુજી મનમા મનમા બળ્યા કરે છે એમને આખો ભારતખંડ એક કરવો નો એમને શીખધર્મનો ઝુડો કાશ્મીરથી કન્યાકુમારી સુધી ફરકાવવો હતો, ગુરુજીની

મનની મનમાં રહી ગઈ.

સંસારી કામમાંથી મન ખેંચી લેવા મથે છે. 'સત્ અકાલ'ના ચિંતનમાં ઝાઝો કાળ ગાળે છે. નાનક દેવનું સ્મરણ કરીને ઉકળતા લોહીને ટાઢું પાડે છે.

એક વાર ગુરુજી આંગણામાં બેઠા બેઠા હરણાંના બચ્ચાંને પંપાળે છે. એમાં કોઇ મુસલમાનનો ઓળો પડ્યો. પાછું ફરીને જુએ તો દિલ્હીનો બાદશાહ બહાદુરશાહ આવીને ગુરુના ચરણમાં નમ્યો; ગુરુ–ચરણે બે મહામૂલાં રત્નની ભેટ ધરી.

ગુરુજી શાહને આવકાર આપવો ભૂલી ગયા ને રત્ન સામે જોઇ રહ્યા. ઘડીભર વિચાર કરીને એક રત્ન ઉપાડ્યું; ગોદાવરીના નીરમાં ફેંકી દીધું.

"હ ........ગુરુજી...." શાહે તાબડતોબ બે નોકરને પાણીમાં નાખ્યા; ગુરુજી તો ટાઢે પેટે જોઈ રહ્યા છે; રત્ન જડતું નથી; શાહે અધીરાઇથી પૂછયું: "કયાં નાખ્યું ગુરુજી!"

"એ આ ઠેકાણે" કરીને ગુરુજીએ બીજા રત્નને પાણીમાં પધરાવ્યું; શાહ ફાટી આંખે જોઇ રહ્યો; તરતજ શાહના મનનું દુઃખ ગુરુજી પારખી ગયા; ધીરે ધીરે બે વેણ સંભળાવ્યાં, ગુરુજીના ઉપદેશે શાહનું દિલ સાફ થઇ ગયું. રત્ન ગયાં એ તો હાથનો મેલ ગયો.

* * *

ગુરુ ગોવિંદસિંહને હવે એકજ વાત ખટકે છે; પઠાણ પેદલખાંને વગર વાંકે માર્યાનું પાપ લાગ્યું છે. બીજી બધી વાતની સમજણ થઇ ગઇ છે. આ એક વાત રાત દિવસ ડંખે છે. એ પાપ ધોવા ગુરુજી રાત દિવસ વિચાર કરે છે વિચારતા વિચારતા મનમાં મુંઝાઈ જાય છે ત્યારે 'અલખ નિરજન!', 'અલખ નિરજન', કરતાં કરતાં આંખમાં પાણી ભરાઈ જાય છે. તોય પાપનો ભાર મન ઉપરથી ઉતરતો નથી.

બાપનું વેર.

એક વાર ગુરુજી વિજાપુરની બજારમાં જઈ ચડયા. ઉભી બજારે એક પઠાણ બચ્ચાને જતાં જોયો; ગુરુજી ચમકયા. અસ્સલ પેદલખાં જેવુંજ મોઢું, એવાજ રૂપ રંગ, ગુરુજી પઠાણ બચ્ચા અમાનુલ્લાને આશ્રમમાં લઇ આવ્યા; માંડયા ભણાવવા; અસ્ત્રશસ્ત્ર અને તિરંદાજીમાં પાવરધો કરી દીધો. સંસારના સુખદુઃખથી જાણીતો કરી દીધો. દુનિયાની જ્ઞાન ભાતથી વાકેફ કર્યો; માણસ

ચટપટે છે; બાપનું વેર કેમ લેવું એ ગુરુજીએ જ એને શીખવાડયું છે.

ગુરુ-શિષ્ય નદીતીરે ચાલ્યા જાય છે; ચાલતાં ચાલતાં દૂર જંગલમાં નીકળી ગયા; પંખીનાં ગાન મોળાં પડ્યાં, નદીનો ખળખળાટ ધીમો પડ્યો, પઠાણની ચાલ ધીમી પડી, બેય જણ મનમાં ઉંડા ઉતરી ગયા છે.

એકાએક પઠાણ બચ્ચો અટકી ગયો. ગુરુજીએ પાછા ફરીને જોયું તો પઠાણનો હાથ જમૈયા ઉપર છે; એક અક્ષર બોલે તે પહેલાં તો જમૈયો ગુરુજીના પડખામાં પેસી ગયો. ગુરુજી બેભાન ઢળી પડ્યા; અમાનુલ્લાહનાં આંસુથી ગુરુજીનો દેહ ભીંજાઈ ગયો!

* * *

બીજી તરફથી બંદાનો પાસો બદલાયો.

બાદશાહી સેના સામે લડતાં લડતાં બંદા બહાદુર પકડાઇ ગયો; સાથે સાડાસાતસો શીખ બંદીવાન થયા. બે હજાર ધર્મવીરોનાં માથાં મોગલસેનાને ભાલે પરોવાઇ ગયાં! બંદાને લઈ સેનાપતિ દિલ્હી પહોંચ્યો.

દિલ્હી નગરના લોક ટોળે મળ્યાં; બે હજાર શીખ ભાલે ચડ્યા છે. સાડાસાતસો શીખના પગમાં બેડીઓ ખખડે છે; જાદુગર બંદાને તો લોઢે જકડ્યો છે; ચાર પઠાણ આગળ પાછળ ચાલે છે; બધા બંદીવાન હસતા જાય છે; શોકનો છાંટો નથી. 'ગરુજીની જય' થી નગર

આખું ધ્રૂજવા માંડયું; એક એક કરીને અંધારી કોટડીમાં પુરી દીધા.

રોજ પ્રભાતે સો સો શીખનાં માથાં વધેરાય છે; ગુરુજીની જય કહેતો શીખ સ્વર્ગે સીધાવે છે. સાત દિવસ થયા ને સાતસો શીખ અપ્સરાને ખોળે રમવા માંડ્યા.

છેલ્લો એક બંદા બહાદુર રહ્યો.

એને લોઢાની સાંકળે જકડીને ભરકચેરીમાં લાવ્યા; બંદાના હાથમાં સાત વરસનો એનો કુંવર ધરી દીધો. બાદશાહે કહ્યુ કે "આનું માથું તારે હાથે ઉતારી દે."

બંદાએ એક શબ્દ બોલ્યા વિના કુંવરને પાસે લીધો, બચી લીધી, માથું સુંધ્યું, એક ઝપાટે કિરપાણ ખેંચી; કુંવર વગર થડકયે સામે ઉભો છે; મોતને જાણતો નથી; બીકની તો ખબર નથી; ઉભો ઉભો હસી રહ્યો છે; મોઢા ઉપર માને ભેટવા જતો હોય એવો હરખ ઉભરાય છે. બંદાએ કુંવરના જમણા પડખામાં કિરપાણ ખોસી દીધી! "જય ગુરુજી" કરીને બાળક ઢળી પડ્યો.

બીજી જ પળે જલ્લાદો ધગાવેલ સાંણસા લઈને ઉઠ્યા; બંદાના દેહમાંથી એક એક કરીને માંસના લોચા ખેંચી કાઢ્યા! બંદાએ એક ચુંકારો ન કર્યો!

[illegible] !

[illegible] કાલ !